






# ધોરણ: ત્રીજું
# Standard: Three

## શ્રી સ્વામિનારાયણ મંદિર
## વિલ્સડન
## ગુજરાતી શાળા



## Shree Swaminarayan Temple
## Willesden
## Gujarati School



જનમ્યા કૌશલ દેશ વેશ બટુનો, લઈ તીર્થમાંહી ફર્યા
રામાનંદ મળ્યા સ્વધર્મ ચલવ્યો, યજ્ઞાદિ મોટા કર્યા
મોટા ધામ રચ્યા રહ્યા ગઢપુરે, બે દેશ ગાદી કરી
અંતરધ્યાન થયા લીલા હરિ ત્યાગી, સંક્ષેપમાં ઉચ્ચરી.

ટ્રસ્ટ રજી. નાં. A ૨૩ કચ્છ. -:- શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ -:- FAX / 50131 ☎ 50231-50331



**SHREE SWAMINARAYAN TEMPLE**
SWAMINARAYAN ROAD. BHUJ (KUTCH) 370001
卐 શ્રી સ્વામિનારાયણ મંદિર ભુજ - કચ્છ. 卐

તારીખ
DATE ૫-૯-૦૮

તા.૫-૯-૨૦૦૮

શ્રી સ્વામિનારાયણ મંદિર
લંડન વિલ્સડન લેનના
પ્રમુખશ્રી-મંત્રીશ્રી-ખજાનચીશ્રી
કાર્યવાહક કમિટીના સભ્યો પ્રતિ.

મોકલનાર શ્રી સ્વામિનારાયણ
મંદિર ભુજ-કચ્છના સ. મહંત
સ્વામી પુરાણી ધર્મનંદનદાસજી

વિષય:- ગુજરાતી પાઠ્ય પુસ્તકો છપાવવા માટે
આશિર્વાદ પત્ર:

આપણા શ્રી સ્વામિનારાયણ મંદિર લંડન વિલ્સડન લેન તરફથી ગુજરાતી શાળામાં અભ્યાસ માટે પાઠ્ય પુસ્તકોમાં થોડો સુધારો કરી ફરીવાર નવાં છપાવવાનો વિચાર કરેલો છે. તે બહુજ આનંદની વાત છે. કારણકે આપણે જો આપણી ભાષા ઉપર લક્ષ નહિ રાખીએ તો આપણી ભાષા અદ્રશ્ય થઈ જશે. માટે તમોએ આપણી ગુજરાતી ભાષા ટકાવી રાખવા જે વિચાર કર્યો છે. તે બહુજ ઉત્તમ વિચાર છે. અમો તમોને રૂડા આશિર્વાદ આપીએ છીએ કે આપણા મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ ગુજરાતી પાઠ્ય પુસ્તકો શ્રી નરનારાયણદેવ ગાદીનાં મંદિરો યુ.કે.-અમેરિકા-ઓસ્ટ્રેલીયા-ન્યુઝીલેન્ડ-કેન્યા આદી દેશોમાં આવેલાં છે. અને એ બધા મંદિરોમાં ગુજરાતી શાળાઓ ચાલે છે. તેમાં એ પુસ્તકો વિદ્યાર્થી બાળકોને બહુજ ઉપયોગી થશે. માટે દરેક મંદિરના કાર્યકર્તાઓને અમારૂં ખાસ સુચન છે કે આ પુસ્તકો તમારી ગુજરાતી શાળામાં અવશ્ય વસાવશો. એજ અભ્યર્થના-

લી. મહંત સ્વામી પુરાણી ધર્મનંદનદાસજીના સપ્રેમ શુભ આશિર્વાદ સહ જય શ્રી સ્વામિનારાયણ વાંચશોજી

# પ્રસ્તાવના

શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલ્સ્ડન) ગુજરાતી શાળાની સ્થાપના ઇ. સ. ૧૯૭૭માં કરવામાં આવી હતી. શાળામાં ભાઇ-બહેનો શિક્ષકો તરીકે વિના મૂલ્યે સેવા આપે છે. વિદ્યાર્થીઓને નોટબુક, પેન, પાઠયપુસ્તક વગેરે જરૂરી વસ્તુઓ વિના મૂલ્યે આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ પાસેથી કોઇપણ જાતની ફી લેવામાં આવતી નથી. G.C.S.E.ની પરીક્ષાની ફી પણ વિદ્યાર્થીઓ પાસેથી લેવામાં આવતી નથી. ઇ. સ. ૧૯૯૫માં મંદિરની શાળાને G.C.S.E.ના Examination Centre માટે માન્યતા મળી હતી. ત્યારથી ગુજરાતી G.C.S.E ની પરીક્ષા આપણી ગુજરાતી શાળામાં લેવામાં આવે છે. શરૂઆતમાં શાળાના પાઠયપુસ્તક ભારતથી મંગાવવામાં આવતાં. પરંતુ સમય જતાં નવી પેઢીના બાળકોને તે પાઠયપુસ્તકો અનુકૂળ ન પડતાં શિક્ષણ કમિટિએ ઈ. સ. ૧૯૯૫ માં આપણા પોતાના પાઠયપુસ્તક તૈયાર કરવાનું નક્કી કર્યું.

શિક્ષકો અને વિદ્યાર્થીઓની સહિયારી મહેનત બાદ સાત પુસ્તકોના સેટની પહેલી આવૃત્તિનું વિમોચન ઇ.સ.૧૯૯૭માં શ્રી નરનારાયણદેવ ગાદીના આચાર્ય શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે કરવામાં આવ્યું હતું

પાઠયપુસ્તકોમાં G.C.S.E.ના પ્રશ્નપત્રોનો ઉપયોગ Oxford & Cambridge Examination Board ની લેખિત પરવાનગીથી કરવામાં આવ્યો છે.

અમારી આશા છે કે આ પાઠયપુસ્તકો આપણા બાળકોને ગુજરાતી ભાષા તેમજ ધાર્મિક જ્ઞાન મેળવવામાં ઉપયોગી થશે.

**Published by:**
**Shree Swaminarayan Temple (Willesden)**
**220-222 Willesden Lane, London. NW2 5RG**
**Third Edition**


**Student's Name:**______________________________

**Teacher's Name:** ______________________________

# ૐ શ્રીસ્વામિનારાયણ મંદિર (વિલ્સડન) ગુજરાતી શાળા ૐ

## ધોરણ:૩

| | |
|---|---|
| **September** | બીજા ધોરણનું પુનરાવર્તન:<br>વ્યાકરણ- હકારાત્મક-નકારાત્મક વાકયો તથા<br>વિરોધી શબ્દો (પા. નં. ૩).<br>બોલવામાં પડતી ભૂલો (પા. નં. ૪)<br>ઊંટ કહે (કવિતા) (પા. નં. ૫)<br>જોડણી (પા. નં. ૬) શ્રુતલેખન- શબ્દો લખાવવા. |

| | |
|---|---|
| **October** | સંપ ત્યાં જંપ (પા. નં. ૭)<br>વિશેષણ અને ક્રિયા વિશેષણ (પા. નં. ૮ – ૧૦)<br>વાતચીતમાં શુદ્ધભાષાનો વપરાશ (પા. નં. ૧૧ – ૧૨)<br>સંપમાં સુખ (પા. નં. ૧૩)<br>મહાત્મા ગાંધીજી (પા. નં. ૧૪ – ૧૫) |

| | |
|---|---|
| **November** | તમારી શાળા (પા.નં. ૧૬) : બધા મુદ્દાઓને ધ્યાનમાં રાખી<br>એક નિબંધ ઘરકામમાં લખવા આપવો અને બીજા<br>અઠવાડીએ આ વિષય ઉપર બોલાવવું.<br>વિરામ ચિન્હો અને સરખામણી (પા. નં. ૧૭)<br>સમાનાર્થી શબ્દો (પા. નં. ૧૮)<br>દિવાળી (પા. નં. ૧૯ – ૨૦) |

| | |
|---|---|
| **December** | પત્ર લેખન (પા. નં. ૨૧ – ૨૬)<br>G.C.S.E. ૨૦૦૫નું Foundation Writing Paper.<br>તમે, તમારું કુટુંબ અને તમારા મિત્રો (પા. નં ૨૭) :<br>બધા મુદ્દાઓને ધ્યાનમાં રાખી<br>એક નિબંધ ઘરકામમાં લખવા આપવો અને બીજા<br>અઠવાડીએ આ વિષય ઉપર બોલાવવું. |

પરીક્ષાના પરિણામ બાદ બાળકોના વાલીને મળી બાળકોની પ્રગતિથી માહિતગાર કરવા.

| | |
|---|---|
| **January** | પરીક્ષામાં પડેલી ભૂલો ઉપર ધ્યાન દોરવું<br>ભગવાન શ્રી રામ (પા. નં. ૨૮ – ૨૯)<br>દૂધમાં સાકર (પા. નં. ૩૦ – ૩૧)<br>શ્રી ભગવદ્ ગીતા (પા. નં ૩૨)<br>G.C.S.E. ૨૦૦૫નું Foundation Reading Paper |

| | |
|---|---|
| **February** | બળિયો ભીમ (પા. નં. ૩૩ – ૩૫)<br>લાધીબાઇ અને માતાજી (પા. નં. ૩૬ – ૩૭)<br>અહીંના તથા ભારતના હવામાનની સરખામણી<br>(પા. નં. ૩૮ – ૪૦)<br>લપલપિયો કાચબો (પા. નં. ૪૧ – ૪૨) |

| | |
|---|---|
| **March** | ઘરનો ધણી (પા નં. ૪૩ – ૪૫)<br>સાચી હજ (પા. નં.૪૬ – ૪૭)<br>શબ્દોની ભૂલભૂલામણી (પા. નં. ૪૮ – ૪૯)<br>વાર્ષિક કેલેન્ડર (પા. નં. ૫૦ – ૫૧) |

| | |
|---|---|
| **April** | આપણા તહેવારો (પા. નં. ૫૨ – ૫૩)<br>ભગવાન શ્રી સ્વામિનારાયણ (પા. નં. ૫૪ – ૫૫)<br>કચ્છ અને કચ્છના વતનીઓ (પા. નં. ૫૬ – ૫૭)<br>G.C.S.E. ૨૦૦૫નું Foundation Listening Paper |

| | |
|---|---|
| **May** | જગજીવનનો યજ્ઞ (પા. નં. ૫૮ – ૫૯)<br>આપણા તહેવારો (પા. નં. ૬૦) :<br>બધા મુદ્દાઓને ધ્યાનમાં રાખી<br>એક નિબંધ ઘરકામમાં લખવા આપવો અને બીજા<br>અઠવાડીએ આ વિષય ઉપર બોલાવવું.<br>સો ઉપરની સંખ્યા શબ્દોમાં લખતાં અને બોલતાં<br>શીખવવા. |

| | |
|---|---|
| **June** | શાકાહારી કે માંસાહારી (પા. નં. ૬૧ – ૬૨)<br>વધારે વાતચીત – બનેલા અને કાલ્પનિક બનાવો,<br>શોખ અને પ્રવૃતિ, ખરીદી, વાતાવરણ, ધાર્મિક<br>જ્ઞાન, તહેવારો વગેરે.<br>G.C.S.E. ના ૨૦૦૫ અને ૨૦૦૬ના Foundation<br>Reading, Writing અને Listening Papers ની પ્રેકટીસ |

# હકારાત્મક - નકારાત્મક
# અને વિરોધી શબ્દો

**મને મંદિરમાં આવવું ગમે છે. મને મંદિરમાં આવવું ગમતું નથી.**

સામાન્ય રીતે વાકયો બે પ્રકારના હોય છે ૧, હકારાત્મક અને ૨, નકારાત્મક
નામ ઉપરથી જ આપણને ખ્યાલ આવી જાય કે આ બે પ્રકારના વાક્યોમાં શું ફરક છે. એકમાં કાંઇક કરવાની ' હા' હોય તો બીજામાં 'ના' હોય છે.
દા.ત.

**૧. મારા પિતાજીએ મને બહાર જવાની રજા આપી. (હકારાત્મક )**
**૨. મારા પિતાજીએ મને બહાર જવાની રજા ન આપી. (નકારાત્મક )**

ઉપરનું બીજું વાકય જો આપણે આ પ્રમાણે લખીએ કે:
મારા પિતાજીએ મને અંદર રહેવાનું કહ્યું.
આ વાક્ય હકારાત્મક છે તો પણ એ વાકયનો અર્થ લગભગ સરખો જ થાય છે.

આવી રીતે જે બે શબ્દોના અર્થ એકબીજાથી ઉલટા થાય તેવા શબ્દોને **વિરોધી શબ્દો** કહેવાય છે. વિરોધી શબ્દોનાં થોડાંક ઉદાહરણ નીચે આપેલ છે. આ શબ્દો યાદ રાખો અને ઉપયોગ કરતાં શીખો. ભવિષ્યમાં ઉપયોગી થશે.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રકાશ | × | અંધકાર | | આળસુ | × | મહેનતુ | | લાયક | × | નાલાયક |
| સગવડ | × | અગવડ | | દિવસ | × | રાત | | સુખ | × | દુ:ખ |
| દયાળુ | × | નિર્દય | | ગરીબ | × | તવંગર | | ખરું | × | ખોટું |
| સંપ | × | કુસંપ | | કડવું | × | મીઠું | | વિજય | × | પરાજય |
| મિત્ર | × | શત્રુ | | પહેલું | × | છેલ્લું | | જીવન | × | મરણ |
| સારું | × | ખરાબ | | ઉપર | × | નીચે | | પાપ | × | પુણ્ય |
| ઠંડી | × | ગરમી | | સ્વદેશ | × | પરદેશ | | આકાશ | × | પાતાળ |
| સફેદ | × | કાળું | | સુગંધ | × | દુર્ગંધ | | અંદર | × | બહાર |
| આશા | × | નિરાશા | | કાયર | × | શૂરવીર | | કોમળ | × | કઠોર |
| ન્યાય | × | અન્યાય | | આવક | × | જાવક | | જાહેર | × | ખાનગી |

# બોલવા અને લખવામાં પડતી સામાન્ય ભૂલો

આપણે ઘેર જે ભાષા બોલીએ છીએ તે શુદ્ધ ગુજરાતી નથી. સામાન્ય રીતે ગુજરાતીમાં શબ્દોની જોડણી આપણે શબ્દો જેમ બોલીએ એમ જ લખાય છે. એટલે બોલવામાં પડતી ભૂલો લખવામાં પણ પડે છે. આપણે શું બોલીએ છીએ અને કેવી રીતે બોલીએ છીએ તેના ઉપર ખાસ ધ્યાન રાખવું. શુદ્ધ બોલીએ તો શુદ્ધ લખાય. વધારે પડતી ભૂલોના થોડાક દાખલા નીચે આપેલા છે.

ડાબી બાજુના કોઠામાં ગેરવપરાશ છે, અને જમણી બાજુના કોઠામાં સાચો વપરાશ છે. આ વપરાશ હમેશાં ધ્યાનમાં રાખવો.

| | |
|---|---|
| તીયાં, તીંયાં કને | ત્યાં |
| ઇયાં, આંઇ કને | અહીં |
| કને | પાસે |
| ખપે,કપે | જોઇએ |
| તંઇ | ત્યારે |
| ની | નહીં |
| ભેગો | સાથે |
| હગે | શકે |
| બઉ, બૌ | બહુ |
| અરધું, અરધો | અડધું, અડધો |
| હાંજ | સાંજ |
| મોરું | મોડું અથવા મોળું |
| જ યો તો | ગયો હતો |
| જી તી | ગઈ હતી |
| જાઉં રો | જાઉં છું |
| જાઉં રી | જાઉં છું |
| જાય રા | જાય છે |
| બેન | બહેન |
| જાઇ | જાય |
| હે | છે |
| ટૂટી | તૂટી |
| હંધું | બધું |
| બારે | બહાર |
| ગર | ઘર |

# ઊંટ કહે

ઊંટ કહે "આ સમામાં વાંકાં અંગવાળાં ભૂંડાં,
ભૂતળમાં પશુ અને પક્ષીઓ અપાર છે."

"બગલાની છે ડોક વાંકી, પોપટની છે ચાંચ વાંકી,
કૂતરાની છે પૂછડી વાંકી, વાંકો વિસ્તાર છે."

"હાથીની છે સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસનું છે શિર વાંકું, શિંગડાનો ભાર છે."

સાંભળી શિયાળ બોલ્યું, દાખે દલપતરામ,
"અન્યનું તો એક વાંકું, આપના અઢાર છે."

એક દિવસ જંગલમાં જાતજાતનાં પશુઓ ભેગાં થયાં હતાં. બધાં અલકમલકની વાતો કરતાં હતાં. તેવામાં જેને બીજામાં દોષ જોવાની ટેવ છે તેવો ઊંટ કહે, "આ બધાં પશુ પક્ષીનાં શરીરમાં કોઇને કોઇ ભાગ વાંકો જ છે."

"જૂઓને આ બગલો કેવો રૂપાળો! પણ એની ડોક વાંકી છે. પોપટ કેવું મીઠું બોલે પણ એની ચાંચ વાંકી છે. અને આ વફાદાર કૂતરાની પૂછડી કેવી વાંકી કે તે કોઇ દિવસ સીધી થાય જ નહીં.

કદાવર હાથીની સૂંઢ વાંકી છે, વાઘના નખ સાવ વાંકા છે અને સરસ મજાનું દૂધ આપતી ભેંસનાં વાંકાં શિંગડાં કેવાં કદરૂપાં લાગે છે."

આમ ઊંટ વારાફરતી બધા પશુ પક્ષીમાં કાંઇને કાંઇ વાંકું – દોષ જોતો હતો. આ સાંભળીને પશુઓમાં ચાલાક એવું શિયાળ બોલ્યું, "ઊંટભાઇ, આ બધાં પશુ પક્ષીનાં તો તમે બતાવ્યાં એ એક એક અંગ વાંકાં છે. પણ તમારું શરીર જોયું છે? તમારા શરીરના અઢારે અઢાર અંગ વાંકાં છે તેનું શું?"

સામાન્ય રીતે આપણે પણ ઊંટ જેવા જ છીએ. બીજામાં ગમે તેટલા સારા ગુણ હોય તે સામે નથી જોતા પણ કોઇ નાનો સરખો પણ અવગુણ હોય તેને જ જોઇએ છીએ. ભગવાન પણ આપણા અનેક અવગુણ સામે જોયા વગર આપણા પર દયા કરે છે. એટલા માટે ભગવાનને ગુણગ્રાહી કહેવાય છે. આપણને શ્રીજી મહારાજને વહાલા થવું હોય તો કોઇના પણ અવગુણ સામે ન જોવું.

**અઘરા શબ્દો:**

ભૂતળ = પૃથ્વી, ધરતી

## સ્વાધ્યાય:

૧. બગલાનું શું વાંકું છે?
૨. પોપટનું શું વાંકું છે?
૩. ઊંટને વાઘમાં શું દોષ દેખાયો?
૪. ભેંસ આપણને શું આપે છે?
૫. શિયાળે ઊંટમાં શું દોષ જોયો?
૬. જંગલમાં રહેતાં દશ પક્ષીનાં નામ લખો.
૭. આ પાઠમાં આવતા પશુઓ ઉપરાંત જંગલમાં રહેતાં બીજાં દશ પશુનાં નામ લખો.

# જોડણી

**શબ્દોની જોડણીમાં માત્ર એક અક્ષર જુદો લખાઈ જાય તો તે શબ્દનો આખો અર્થ બદલાઇ જાય છે. શબ્દો બન્ને સાચા પણ તે શબ્દનો અર્થ બિલકુલ જૂદો થઇ જાય છે. નીચે આવા થોડાક શબ્દો આપેલા છે. આ શબ્દોની જોડણી અને અર્થ ખાસ યાદ રાખજો.**

| | | |
|---|---|---|
| **સારી** | = | **સરસ (સ્ત્રી લિંગ),** Good(Feminine) |
| **સાડી** | = | **પહેરવાની સાડી,** Saree |
| **સાળી** | = | **પત્નીની બહેન/ભાભી,** Wife's Sister/Sister-in-law |
| | | |
| **ગાદી** | = | **આસન, બેસવાની જગ્યા,** Seat, Cushion |
| **ગાડી** | = | **મોટર, કાર** |
| | | |
| **હલાવે** | = | **શાક કે ખીચડી હલાવવી,** Stir |
| **ચલાવે** | = | **ગાડી ચલાવવી,** Drive |
| | | |
| **બાર** | = | **અંગ્રેજી શબ્દ,** Bar, Pub. **સંખ્યા ૧૨** |
| **બહાર** | = | **અંદર નહી તે,** Outside |
| | | |
| **હસે** | = | **કોઈ હસતું હોય તે,** Laughing |
| **હશે** | = | **ભવિષ્યમાં કરવાનું,** Future Tense of May, Might |
| | | |
| **ગણો** | = | Count, Calculate |
| **ઘણો** | = | **બહુ** |
| | | |
| **ગણું** | = | Count |
| **ઘણું** | = | **બહુ** |
| | | |
| **માટે** | = | **કારણ,** Reason |
| **માથે** | = | **ઉપર,** Above, On top |
| | | |
| **મોતી** | = | Pearl |
| **મોટી** | = | Big |
| | | |
| **મોડું** | = | Late |
| **મોળું** | = | **મીઠા વગરનું,** Bland, Tasteless |
| **મોટું** | = | Big |
| | | |
| **વેચવું** | = | **પૈસા લઇને આપવું, મકાન વેચાય,** Sell |
| **વહેંચવું** | = | **મફત આપવું, પ્રસાદી વહેંચાય,** Distribute |

# સંપ ત્યાં જંપ

એક હતું જંગલ. જંગલ હોય એટલે જંગલી પ્રાણીઓ પણ રહે. વાંદરાં, વરૂ, શિયાળ, સસલાં, હાથી, વાઘ વગેરે નાનાં મોટાં પશુઓ આ જંગલમાં રહેતાં હતાં. સમડી, કબૂતર, ચકલી, ઘુવડ વગેરે પક્ષીઓ પણ જંગલમાં રહેતાં.

એક દિવસ આ જંગલમાં બે શિકારીઓ આવ્યા. તંબુ બાંધીને રહેવાનું નક્કી કર્યું. દરરોજ સવારના શિકાર કરવા નીકળે. ચાર-પાંચ પશુનો શિકાર કરી આવે. જંગલના બધાં પશુ-પક્ષી આ શિકારીને શિકાર કરતાં જૂએ પણ બીકથી કોઇ વચ્ચે પડે નહીં. આમને આમ થોડા દિવસ નીકળી ગયા. દરરોજ થોડાં પશુઓ મરે. એમ કરતાં પશુઓ અને પક્ષીઓ ઓછાં થવાં લાગ્યાં. બધાં પશુઓને ચિંતા થવા માંડી કે જો થોડા દિવસ આમ ચાલશે તો આખું જંગલ ખાલી થઇ જશે. બધાંયે સાથે મળી જંગલના રાજા સિંહને ફરિયાદ કરી. સિંહને વાત સાચી લાગી પણ તેને સમજ ન પડી કે કરવું શુ? સિંહે પ્રાણીઓમાં ચાલાક એવા શિયાળની સલાહ લીધી.

શિયાળે કહ્યું, “ઉપાય હું બતાવું પણ હું કહું તેમ તમારે સૌને કરવું પડશે.” જીવ તો બધાંને વહાલો હોય. બધાં પશુઓ રાજી થઈને શિયાળ જેમ કહે તેમ કરવા તૈયાર થયાં. શિયાળે બધાં પશુઓને ભેગાં મળી શિકારીઓનો સામનો કરવા અને તેમને જંગલમાંથી હાંકી કાઢવા તંબુ ઉપર હુમલો કરવાનું કહ્યું.

બધાં પશુ-પક્ષીઓએ એક સાથે મળી શિકારીના તંબુ ઉપર હુમલો કર્યો. શિકારીઓ પાસે તલવાર, તીર, ભાલા, બંદુકો વગેરે બધાં સાધનો હતાં. પણ આટલાં બધાં પશુઓ સાથે આવેલા એટલે આમાંથી કેટલાને તેઓ મારી શકે? આ મુસીબત જોઇ શિકારીઓ ગભરાઈ ગયા ને જંગલ મૂકીને ભાગી ગયા. તે દિવસ પછી પાછા દેખાયા જ નહીં.

પછી તો સૌ પશુ-પક્ષીઓ સંપથી રહેવા લાગ્યાં અને એકબીજાની મદદ કરતાં થઇ ગયાં. સંપથી સૌએ ભેગા મળીને કામ કર્યું એટલે સફળ થયાં. જો વારાફરતી શિકારીને સામા થયાં હોત તો શિકારી તેમને બધાને મારી નાખત! સંપમાં આટલી તાકાત છે!

## સ્વાધ્યાય:

નીચેના વાક્યો ખોટાં છે. તે સુધારીને ફરીથી લખો.

૧. જંગલમાં શિકાર કરવા ત્રણ શિકારીઓ સાથે આવ્યા.
૨. શિકારીઓ દરરોજ એક એક પશુનો શિકાર કરતા.
૩. પશુઓ એકબીજાને મદદ કરી શિકારીઓ પાસેથી એકબીજાને છોડાવતાં હતાં.
૪. પશુઓ બહાદુરીથી શિકારીનો સામનો કરતાં.
૫. પશુઓએ વારાફરતી શિકારીના તંબુ ઉપર હુમલો કર્યો.
૬. શિકારીઓએ તીર, તલવાર અને ભાલાથી પશુઓની સામા થયા.
૭. શિકારીઓ બીજા શિકારીની મદદ લઈને બીજા દિવસે પાછા જંગલમાં આવ્યા.

# વ્યાકરણ – વિશેષણ અને ક્રિયાવિશેષણ

## Adjective & Adverb



**ગાય ઘાસ ખાય છે.**

**આ એક સાદું વાકય છે. આમાં 'ગાય' કર્તા છે, ઘાસ કર્મ છે, અને 'ખાય છે' ક્રિયાપદ(Verb) છે. આ ગાય વિશે આપણને વધારે કહેવું હોય તો ગાય કોની છે, કેવી છે, કેટલી છે તે કહેવું પડે. આ જ રીતે ઘાસ વિશે પણ વધારે કહી શકાય. આ રીતે કર્તા કે કર્મનું વર્ણન કરતા શબ્દોને વિશેષણ(Adjective) કહેવાય છે. વિશેષણો વાપરીને ઉપરના વાક્યને આ પ્રમાણે લખી શકાય.**

**રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ ખાય છે.**

**જેમ કર્તા કે કર્મનું વર્ણન કરતા શબ્દોને વિશેષણ કહેવાય છે તેમ ક્રિયાપદનું વર્ણન કરતા શબ્દોને ક્રિયાવિશેષણ (Adverb) કહેવાય છે. ક્રિયાવિશેષણથી આપણને ખબર પડે છે કે એ ક્રિયા કેવી રીતે થઇ રહી છે, જેમ કે ધીમેધીમે, જલદીથી, ઉતાવળથી. ઉપરના વાકયમાં હવે આપણે ક્રિયાવિશેષણ ઉમેરીએ.**

રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ **ધીમેધીમે** ખાય છે.
વિશેષણ અને ક્રિયાવિશેષણ વાપરવાથી આપણને વધારે માહિતી મળે છે.

**વિશેષણ : Adjective: એટલે જે શબ્દથી કેવું, કેટલું, કોનું વગેરેના જવાબ મળે તે વિશેષણ.**
**ક્રિયાવિશેષણ: Adverb: એટલે જે શબ્દથી ક્રિયા કેવી રીતે થઇ રહી છે તેનો ખ્યાલ આવે તે ક્રિયાવિશેષણ.**

Adjective describes the object or subject of the sentence.
Adverb describes the verb of the sentence.

નીચેના વાકયોમાંથી વિશેષણ અને ક્રિયાવિશેષણ ઓળખી જુદાં લખો.

૧. ગાઢ જંગલમાં મોટા વાંદરાઓ ઝાડ ઉપર કૂદાકૂદ કરતા હતા.
૨. મને જોઇને સિંહે મોટેથી ત્રાડ પાડી.
૩. પાઇપમાં ઝીણું કાણું પડવાથી પાણી ધીમેધીમે વહેવા લાગ્યું
૪. જરા ઉતાવળા ચાલજો, ઘણું દૂર જવાનું છે.
૫. મારાથી એટલી બધી ઝડપથી દોડાતું નથી.

આપણે પાછળના પાનાનું વાકય લખ્યું કે
રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.

હવે આ વાકયને બહુવચનમાં ફેરવીએ.

રમેશની **ઘણી** સફેદ **ગાયો** લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.
ઘણી એ વિશેષણ નારી જાતિનું છે. નરજાતિના કર્તા માટે તે બદલાઇને ઘણા થઇ શકે છે. જેમકે
રમેશના **ઘણા** સફેદ **બળદો** લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.
પણ **સફેદ** એ વિશેષણ કોઇ જાતિ કે બહુવચન વાપરતાં બદલાતું નથી
કેટલાંક વિશેષણો કર્તાની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે. અને કેટલાંક વિશેષણો બદલાતાં નથી.

સામાન્ય રીતે જે વિશેષણો 'અ' થી પૂરાં થાય છે (જેવાં કે સુંદર, સફેદ લાલ, વિશાળ, વગેરે), તે વિશેષણો કર્તાની જાતિ કે વચન પ્રમાણે બદલાતાં નથી.

દા.ત. વિશાળ બારી, વિશાળ બારીઓ, વિશાળ બાગ, એક લાલ ગાડી, ઘણી લાલ ગાડીઓ, સુંદર છોકરી, સુંદર છોકરીઓ, સુંદર છોકરો.

અને તે સિવાયના વિશેષણો કર્તાની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે.

દા.ત. રૂપાળો છોકરો, રૂપાળા છોકરા, રૂપાળી છોકરી, રૂપાળી છોકરીઓ, રૂપાળાં છોકરાં,
ઊંચો છોકરો, ઊંચી દીવાલ, ઊંચું પ્રાણી, રાતી ગાય, રાતો બળદ,
કયાં વિશેષણો જાતિ (લિંગ) કે બહુવચનના વપરાશથી બદલાય છે અને કયાં વિશેષણો બદલાતાં નથી તે હંમેશાં ખ્યાલ રાખવો.
નીચેના વાકયોમાં લીટી દોરેલા શબ્દોને ધ્યાનમાં રાખી સૂચના પ્રમાણે ફેરવો.

| | |
|---|---|
| ૧. રાજા રાતા ઘોડા ઉપર સવાર થઇને નગરમાં ફરવા નીકળ્યો. | (નારીજાતિમાં ફેરવો) |
| ૨. રાજાએ રૂપાળી રાણીને બોલાવી. | (બહુવચનમાં ફેરવો) |
| ૩. મદારી પાસે થોડાંક વાંદરાં હતાં. | (નારીજાતિમાં ફેરવો) |
| ૪. મારી પાસે એક લીલી સાડી છે. | (બહુવચનમાં ફેરવો) |

નીચેના વાકયોમાં ખાલી જગ્યામાં વિશેષણો ઉમેરી વાકયો ફરીથી લખો.

| | |
|---|---|
| ------કેતકીના ------- વાળ બહુ સરસ છે. | (કાળા,સુંદર) |
| ----- કાયાવાળા હાથીમાં ------ તાકાત હોય છે. | (મોટી, બહુ) |
| ----- જંગલમાં એક ----- મંદિર હતું | (ગાઢ, સુંદર) |
| ------ રાતમાં ------- તારા દેખાય છે. | (ઘણા, અંધારી) |
| ------ સવારે ------ ઊંઘ આવે છે. | (વહેલી, બહુ) |

# સ્વાધ્યાય

**નીચે બે કોઠામાં થોડાક શબ્દો તેના અર્થ સાથે આપેલ છે. કોઠા ૧ માં આપેલ શબ્દોના વિરોધી શબ્દો કોઠા ૨ માંથી શોધો**

| કોલમ ૧ | | કોલમ ૨ | |
|---|---|---|---|
| અંદર | Inside | નાનું | Small |
| અજવાળું | Light | જાવક | Expense |
| આગળ | Front | ઠોઠ | Dumb |
| આવક | Income | સવાર | Morning |
| કાચું | Raw | મોંઘુ | Expensive |
| કાળું | Black | જવું | Going |
| દિવસ | Day | બહાર | Outside |
| દુઃખ | Sadness | ખોટું | Wrong |
| મોટું | Large | ગરીબ | Poor |
| સાંજ | Evening | હલકું | Light |
| આવવું | Coming | પાછળ | Rear |
| સસ્તું | Cheap | અઘરું | Difficult |
| ભારે | Heavy | સુખ | Happiness |
| સાચું | Correct | અંધારું | Dark |
| પૈસાદાર | Rich | રાત | Night |
| હોશિયાર | Clever | સફેદ | White |
| પૂર્વ | East | નીચે | Under |
| વહેલું | Early | દુર્ગંધ | Stench |
| સહેલું | Easy | પાકું | Ripe |
| સુગંધ | Aroma | મોડું | Late |
| ઉપર | Over | પશ્ચિમ | West |
| જવાબ | Answer | ખરાબ | Bad |
| સ્ત્રી | Woman | ચોખ્ખું | Neat |
| મેલું | Dirty | પુરુષ | Man |
| સારું | Good | સવાલ | Question |

# વાતચીત કરવામાં શુદ્ધ ભાષાનો વપરાશ

અત્યાર સુધી આપણે ઘણું વાંચ્યું અને ઘણું નવું શીખ્યા. આપણે જ્યારે વાંચતા હોઇએ ત્યારે 'છે' હંમેશાં 'છે' જ બોલીએ છીએ. પણ જ્યારે સામાન્ય વાતચીત કરતા હોઇએ અથવા નિબંધ લખવા બેસીએ ત્યારે 'છે' ની જગ્યાએ ભૂલથી આપણે 'રે' નો ઉપયોગ કરીએ છીએ. જેમકે 'જાઉં રી'. બીજી સામાન્ય ભૂલ 'ગઇ હતી' ની જગ્યાએ 'જી તી' પડતી હોય છે.

આનું કારણ આપણે વાંચતાં કે બોલતાં નથી આવડતું એ નથી. પણ આપણે ઘરમાં કે અરસપરસમાં વાતચીતમાં જે ભાષા બોલીએ છીએ તે શુદ્ધ (ચોખ્ખી) ગુજરાતી નથી.

જેમ આપણે આપણા મિત્રો સાથે અંગ્રેજીમાં વાતો કરીએ છીએ ત્યારે slangમાં વાતો કરીએ છીએ પણ જ્યારે લખવા અને બોલવા માંડીએ ત્યારે પાછા આપણે શુદ્ધ અંગ્રેજીનો ઉપયોગ કરીએ છીએ. તેવી જ રીતે ઘરમાં કે મિત્રો સાથે ભાંગીતૂટી ગુજરાતીમાં બોલીએ ત્યાં સુધી વાંધો નહીં પણ આવો વપરાશ લખવામાં કે બોલવાની પરીક્ષામાં ન થાય તેની કાળજી રાખવી.

આવી સામાન્ય ભૂલો પડવાનું બીજું કારણ આપણા ઉચ્ચારો છે. બોલતી વખતે આપણે 'દ', 'ડ', અને 'ર' માં ફરક રાખતાં નથી. એટલે લખવા માંડીએ એટલે જેમ બોલતા હોઇએ એમ જ લખાતું જાય. એક અક્ષર બદલાઇ જવાથી આખા શબ્દનો અર્થ બદલાઇ જાય છે. દા.ત. 'પડી' અને 'પરી'. 'નળ' અને 'નર'. 'પડ', 'પળ' અને 'પર'.

આવી ભૂલો ન પડે તે માટે શું કરવું?

એક તો આપણા ઉચ્ચારો ઉપર ધ્યાન રાખવું. ગુજરાતી ભાષા આપણે જેમ બોલીએ છીએ બિલકુલ તેમ જ લખાય છે. અંગ્રેજીની જેમ એક અક્ષરના જુદા જુદા ઉચ્ચાર નથી થતા. દા.ત 'ch' કયારેક 'ચ' થાય અને કયારેક 'ક' થાય. ગુજરાતીમાં 'ચ' એક જ રીતે લખાય છે. પછી એ 'ચ' ગમે તે શબ્દમાં વપરાય. માટે હંમેશાં સરખા લાગતા અક્ષરોના ઉચ્ચાર બરાબર અને ચોખ્ખા કરવા. તેવી જ રીતે 'ઇ' અને 'ઈ' તથા 'ઉ' અને 'ઊ' ના વપરાશ ઉપર પણ ધ્યાન રાખવું જેથી જોડણીમાં ભૂલો ન પડે.

આપણે જેમ અંગ્રેજીના શબ્દોની જોડણી (સ્પેલીંગ) યાદ રાખીએ છીએ તેવી જ રીતે ગુજરાતી શબ્દોની પણ જોડણી યાદ રાખવી જોઇએ. દરેક અક્ષર એક જ રીતે લખાય છે તેથી ગુજરાતી શબ્દોની જોડણી અંગ્રેજી શબ્દો કરતાં યાદ રાખવી સહેલી છે. માત્ર આપણે કોશિશ કરવાની છે. આપણે જ્યારે વાંચતા હોઇએ ત્યારે નવા આવતા શબ્દો જોડણી અને તેના અર્થ ભવિષ્ય માટે યાદ રાખવા. જે કોઇ પણ શબ્દ લખીએ તેની જોડણીનું ધ્યાન ખાસ રાખવું. નીચેના શબ્દોની જોડણી હંમેશાં યાદ રાખો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ક્ષત્રિય | આશિષ | કબૂતર | ગરીબ | ફેરિયો | ખિસકોલી |
| ગુજરાતી | ગુલાબ | ચોખ્ખું | દરિયો | દીપક | દિવસ |
| દુનિયા | ધનુષ્ય | નારિયેળ | નિરાંત | પવિત્ર | પૂછવું |
| બહેન | બિલાડી | બિસ્કિટ | ભીત | મંદિર | મૂકવું |
| વિજ્ઞાન | વિશ્વ | વિશ્વાસ | વિશ્વાસુ | શિકારી | શૂરવીર |
| સિંહ | અગિયાર | કિરણ | સૂરજ | પ્રાર્થના | આરતી |
| ઘનશ્યામ | કૃષ્ણ | અગ્નિ | આશ્ચર્ય | કિમત | કૌતુક |
| ખુલ્લું | ખૂબી | જુનું | દિવાળી | દુષ્ટ | નક્કી |
| નહીં | નિરાશ | પ્રશંસા | પુરુષ | પૂજા | પૂજારી |
| બ્રાહ્મણ | ભૂલ | ભૂલવું | રીંગણ | મજબૂત | વિદ્યા |
| વિદ્વાન | વિદ્યાર્થી | શિક્ષક | શાંતિ | હિંમત | હોશિયાર |
| ખુરસી | નિયમિત | બંને | પિતાંબર | અજવાળું | અઠવાડિયું |
| અણિયાળું | અભિમાન | આજ્ઞાંકિત | આશીર્વાદ | આબરૂ | આળસુ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉતાવળ | ઉપયોગી | ઉંમર | ઊજવવું | ઊંટ | ઓશીકું |
| ચતુરાઇ | ચોક્કસ | છુપાવવું | છૂપું | જાગૃતિ | તંદુરસ્ત |
| તુલસી | દુશ્મન | નિર્મળ | પથ્થર | પશ્ચિમ | પસ્તાવો |
| પ્રખ્યાત | પ્રતિજ્ઞા | પ્રેરણા | રાષ્ટ્ર | રિવાજ | વિનંતી |
| વિસ્તાર | વૃંદાવન | સ્તુતિ | સ્થિતિ | સ્વપ્ન | સ્વાગત |
| હિંડોળો | હિસાબ | હુકમ | યુકિત | મુકિત | ભકિત |
| શકિત | કૃપા | ચોખ્ખાઇ | પરિશ્રમ | સ્નાન | જન્માષ્ટમી |
| ક્રિકેટ | ફૂટબોલ | ઋતુ | કચ્છ | પરમાત્મા | પૂર્વ |
| ઉત્તર | દક્ષિણ | સ્વચ્છ | ભારત | ઝંડો | |

**નીચે આપેલ ગુજરાતી શબ્દોની જોડણી સુધારીને લખો.**

| | | | |
|---|---|---|---|
| છતરી | Umbrella | છોપરી | Book |
| ભ્રસ | Brush | પિચી | Toothbrush |
| રેદિયો | Radio | લોડ | Flour |
| ચોપરી | Book | કુથરો | Dog |
| દોડી | Rope | દોરહું | Rope |

**નીચેના બે કોઠામાં આપેલા શબ્દોમાંથી શબ્દોના વિરોધી શબ્દોનાં જોડકાં બનાવો.**

| ૧ | ૨ |
|---|---|
| અંધારું | પાછળ |
| અંદર | નાનું |
| જાડું | સસ્તું |
| આવવું | અજવાળું |
| પાસે | પાતળું |
| ભારે | બહાર |
| વાકું | જવું |
| મોટું | દૂર |
| હાર | હલકું |
| નજીક | સીધું |
| વહેલું | ધોળું |
| કાળું | મુરખ |
| ડાહ્યો | જુવાન |
| વૃધ્ધ | મોડું |
| મોઘું | જીત |

# સંપમાં સુખ

હીરાલાલ નામના એક શેઠ હતા. એમનો બહુ મોટો વેપાર ચાલતો. તેમને ચાર દિકરા હતા. ચારેય દિકરા પિતાના ધંધામાં મદદ કરતા. પણ ચારેયને થતું કે પોતે બીજા ત્રણ ભાઈઓ કરતાં હોશિયાર છે અને બીજા ત્રણની મદદ વગર ધંધો સારો ચલાવી શકે તેમ છે.
હિરાલાલ શેઠ એક વખત બિમાર પડયા. બિમારી લાંબી ચાલી. ચારેય ભાઈઓ પોતપોતાની રીતે ધંધો કરવા લાગ્યા. એક બીજાને કાંઇ પૂછે નહીં. જેને જેમ ઠીક લાગે તેમ કરે. ધંધામાં ખોટ આવવા માંડી. હિરાલાલ શેઠને દુ:ખ તો ઘણું થયું પણ વિચાર કરે કે જો હું સીધી શિખામણ દઇશ તો કોઇ માનશે નહીં. એટલે તેમણે એક યુક્તિ કરી.

એક દિવસ તેમણે ચારેય ભાઈઓને શેરડીના બબ્બે સાંઠા લઇ આવવા કહ્યું. ચારે ભાઇ પિતાના ખાટલા પાસે આવીને ઊભા રહ્યા. હિરાલાલ શેઠે ચારેય ભાઈઓને પોતા પાસે રહેલો શેરડીનો એક એક સાંઠો ભાંગવાનું કહ્યું. ચારે ભાઈઓએ પિતાની આજ્ઞા પાડી અને પોતપોતાના એક એક સાંઠા ભાંગી નાખ્યા.

હિરાલાલ શેઠે તેમના દિકરાઓને બીજા ચાર સાંઠા એક દોરીથી બાંધવાનું કહ્યું. ચાર સાંઠા બંધાઇ રહ્યા એટલે શેઠે પુત્રોને તે સાંઠા ભાંગવાનું કહ્યું. ચારેય જણાએ ખૂબ મહેનત કરી પણ ચાર સાંઠાની ભારી કોઈથી ભાંગી નહીં. એટલે હવે શેઠે શિખામણ આપી, "જ્યાં સુધી સાંઠા એકલા હતા ત્યાં સુધી નબળા હતા. જરાક જેટલી મહેનતથી ભાંગી ગયા. ચારેય સાંઠા સાથે મળીને એક દોરીથી બંધાઈ ગયા પછી ગમે તેટલી મહેનત કરો તો પણ કોઈથી ભાંગે નહીં એવા મજબૂત થઈ ગયા. તમે ચાર ભાઈ જ્યાં સુધી અલગ અલગ રહેશો ત્યાં સુધી નબળા રહેશો. કોઇ પણ વેપારી તમને પાડી નાખશે. પણ તમે ચાર ભાઇઓ સંપથી ભેગા થઈ જશો તો ગમે તેટલો મોટો કે સબળ વેપારી પણ તમને પાછા પાડી શકશે નહીં."

ચારે ભાઇઓને પણ પિતાની વાત બરાબર સમજાઇ ગઇ. ચારે ભાઈઓ હવે સંપથી ધંધો કરવા માંડયા અને વેપારમાં ખૂબ પ્રગતિ કરી. પુત્રોનો સંપ અને એકબીજા પ્રત્યેનો પ્રેમ જોઇ હિરાલાલ શેઠ સુખેથી ભગવાનના ધામમાં ગયા.

## સ્વાધ્યાય:

નીચેના વાક્યોમાં ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકી વાક્યો પૂરાં કરો.

૧. શેઠનું નામ __________ હતું.
૨. શેઠને ________ દિકરા હતા.
૩. શેઠની બિમારી ________ ચાલી.
૪. દિકરાઓ એકબીજાને ________ ________ નિર્ણયો લેતા હતા.
૫. શેઠે ________ને ________ દેવા એક યુક્તિ કરી.
૬. શેઠે દિકરાઓ પાસે ________ના ______ સાંઠા મંગાવ્યા.
૭. તેમણે દિકરાઓને _____ _____ સાંઠો ભાંગવાનું કહ્યું.
૮. સાંઠો એકલો હતો ત્યાં સુધી ________ હતો.
૯. ચાર સાંઠા ભેગા બંધાઈ ગયા પછી ________ થઈ ગયા.
૧૦. જ્યાં સુધી અલગ ______ રહેશો ત્યાં સુધી _______ રહેશો.
૧૧. શેઠ સુખેથી _______ના ______માં ગયા.

# મહાત્મા ગાંધીજી



આપણે ગાંધીજીને 'મહાત્મા' કહીએ છીએ. મહાત્મા એટલે મોટા માણસ. તેમની પાસે કોઇ હોદ્દો ન હતો, તેઓ કોઇ સંપ્રદાયના આચાર્ય ન હતા છતાં પણ મહાત્મા! તેમણે જીવનમાં જે કામ કર્યું તેના ઉપરથી તેઓ મહાત્મા કહેવાયા.

ગાંધીજીનું મૂળ નામ મોહનદાસ કરમચંદ ગાંધી હતું. તેમનો જન્મ બીજી ઓકટોબર ૧૮૬૯ના દિવસે પોરબંદરમાં થયો હતો. તેમના પિતા પોરબંદર રાજ્યના દીવાન હતા. તેમની માતા પુતળીબાઇ બહુ ધર્મિષ્ઠ હતાં.

તે જમાનાની રીત પ્રમાણે મોહનદાસના લગ્ન માત્ર તેર વર્ષની ઉંમરે કસ્તુરબાઇ સાથે કરવામાં આવ્યાં હતાં. તે વખતે તેઓ હજી નિશાળમાં અભ્યાસ કરતા હતા.

ભાવનગર કોલેજમાં અભ્યાસ પૂરો કરી વકીલાતનો અભ્યાસ કરવા તેઓ ૧૮૮૮માં લંડન ગયા હતા. અહીંની લિંકન ઇન નામની કોલેજમાં ત્રણ વરસ અભ્યાસ કરી તેઓ પાછા ભારત પધાર્યા. લંડનના વસવાટ દરમ્યાન તેમણે ગીતા, કુરાન, બાઇબલ વગેરે જુદાં જુદાં ધર્મગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. ગીતાથી તેઓ ખૂબ પ્રભાવિત થયા હતા, અને જીવનભર તેઓ ગીતાના હિમાયતી રહ્યા હતા.

ભારત પાછા આવી તેમણે મુંબઇમાં વકીલાતનો વ્યવસાય શરૂ કર્યો. એક મુસલમાન પેઢીનું વકીલાતનું કામ કરવાનું આમંત્રણ સ્વીકારી તેઓ દક્ષિણ આફ્રીકા ગયા. તે સમયમાં ત્યાં વસતા ભારતીયો સાથે ત્યાંના ગોરાઓ ખૂબ ખરાબ વ્યવહાર કરતા. આનો અનુભવ ગાંધીજીને પણ સહન કરવો પડયો હતો. તેઓ એક વખત ટ્રેનમાં પ્રથમ વર્ગમાં મુસાફરી કરતા હતા. એક અંગ્રેજની ફરીયાદ સાંભળીને રેલ્વેના અમલદારે ગાંધીજી પાસે પ્રથમ વર્ગની ટિકિટ હતી તો પણ તેમને ટ્રેનમાંથી ઉતારી મૂકયા. આ એક અનુભવે ગાંધીજીના જીવનનો રસ્તો બદલી નાખ્યો. વકીલાતના વ્યવસાયને બાજુએ મૂકી તેમણે રાજકીય લડત હાથ ધરી. એ લડત પણ સાવ નવી જ જાતની! સરકાર સાથે અસહકાર! અને તે પણ અહિંસક! અસહકાર એટલે સરકારી કાયદાનું રાજીખુશીથી સામૂહિક ઉલ્લંઘન. એ ઉલ્લંઘન માટે જે સજા થાય તે હસતે મોઢે સૌએ સહન કરવાની. પોલીસ માર મારે તો પણ બિલકુલ સામનો કરવાનો નહીં. એ નવી લડતને ગાંધીજીએ 'સત્યાગ્રહ' નામ આપ્યું. સત્યનો આગ્રહ એટલે સત્યાગ્રહ! પોલીસની લાઠીઓ ખાવા તૈયાર, જેલમાં જવા તૈયાર. પણ ખરાબ કાયદો માનવો નહીં. આ સામુહિક લડતથી દક્ષિણ આફ્રીકાની સરકારને ભારતીઓને લાગુ પડતા અન્યાયજનક કાયદાઓ બદલવા પડયા.

ગાંધીજી જ્યારે ભારત પાછા આવ્યા ત્યારે તેમણે ભારતમાં પણ એ જ દશા જોઇ. તે સમયે ભારતમાં અંગ્રેજો રાજ્ય કરતા હતા. દેશ પોતાનો અને રાજ્ય બીજાનું. ગાંધીજીથી આ સહન ન થયું

અને તેમણે ભારતમાં પણ સત્યાગ્રહની લડાઇ શરૂ કરી. દેશના ખૂણે ખૂણે અસહકાર અને સત્યાગ્રહની લડતો શરૂ થઇ.

આવો જ એક સત્યાગ્રહ ગુજરાતના દાંડી નામના ગામે કરવામાં આવ્યો. દરિયાનું ખારું પાણી સુકવીને મીઠું પકવવાની રીત બહુ જુની છે. ગરીબ લોકો આવી રીતે બનાવેલું મીઠું વેચી પોતાનું ગુજરાન ચલાવે. અંગ્રેજ સરકારે તેના પર પ્રતિબંધ લાદયો. આ કાયદાની વિરુદ્ધ ગાંધીજીએ લડાઇ આદરી. અમદાવાદથી દાંડી સુધી પગપાળા કૂચ કરી, દરિયા કિનારે મીઠું પકાવી કાયદાનો જાહેરમાં ભંગ કર્યો. આ સત્યાગ્રહની સફળતા જોઇ સરકારને મીઠાનો કાયદો બદલવો પડયો.

લાંબા સમયની અસહકાર અને સત્યાગ્રહની ચળવળને કારણે અંગ્રેજ સરકારને નમતું જોખવું પડયું અને ૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે ભારત દેશ આઝાદ થયો. ભારતીઓ માટે પોતાના દેશમાં ફરીથી પોતાનું રાજ્ય આવ્યું.

ગાંધીજીના સમયમાં સામાન્ય હિંદુઓ ઢેડ-ભંગીઓ સાથે ખૂબ ખરાબ વ્યવહાર કરતા. તેમને મંદિરોમાં આવવા ન દેતા, તેમને અડતા પણ નહીં. ગાંધીજીએ તેમને હરિજન કહ્યા અને સર્વે હિંદુઓને આવા દુર્વ્યવહારને સુધારવાની હાકલ કરી. તેમણે જિંદગીભર હિંદુ-મુસલમાનોની એકતા માટે જહેમત ઉઠાવી હતી. અને આ એકતાની હિમાયત બદલ તેમની હત્યા કરવામાં આવી હતી.

તેમના મૃત્યુ સમયે તેઓ કોઇ પણ હોદા ઉપર ન હતા છતાં પણ લાખો લોકો તેમની સ્મશાનયાત્રામાં સામેલ થયા હતા. આ તેમની લોકપ્રિયતાની સાબિતી છે. સામાન્ય પ્રજાના ઉદ્ધાર માટે તેમણે જીવનભર મહેનત કરી તેથી જ આપણે તેમને મહાત્મા કહીએ છીએ.

## સ્વાધ્યાય

નીચે લીટી દોરેલા શબ્દોને લીધે નીચેના વાક્યો ખોટાં છે. તે શબ્દ સુધારીને વાક્યો સાચાં કરો.
એક દાખલો આપેલ છે.

ગાંધીજીનું પુરું નામ મોહનદાસ કરમચંદ આચાર્ય હતું.
ગાંધીજીનું પુરું નામ મોહનદાસ કરમચંદ ગાંધી હતું.

૧. ગાંધીજીની માતાનું નામ કસ્તુરબા હતું.
૨. ગાંધીજીએ જીવનમાં બહુ સારું કામ કર્યું એટલે તેઓ આચાર્ય કહેવાયા.
૩. ગાંધીજીએ વકીલાતનો અભ્યાસ ભાવનગરમાં કર્યો હતો.
૪. ગાંધીજીની હિંસક અને સાથસહકારની લડતનું નામ સત્યાગ્રહ આપવામાં આવ્યું હતું.
૫. ૧૯૪૭ની ૧૫મી ઓગષ્ટે ભારત ગુલામ બન્યું હતું.
૬. હિંદુ-મુસલમાનની એકતાની હિમાયત કરવા બદલ ગાંધીજીની પૂજા કરવામાં આવી હતી.
૭. ગાંધીજીની શોભાયાત્રામાં લાખો માણસો જોડાયાં હતાં.

## ઘરકામ

નીચેના નિબંધમાંથી ભાષા અને જોડણીની ભૂલો સુધારીને નિબંધ ફરીથી લખો.
મારું નામ અુપેસ છે. હું પંદર વરસનો અુમર છે. મારા આંખ અને વાળ બે કારા છે. મારા ઘરમાં હું, મારા માતાપીતાને મારા બે મોતી બહેનું રે છે. મારા માતાપીતા બે પિસ્તાલીસ વરસની અુમર છે. મારો બહેનનું નામ છે સંગીતા ને એની અુમર ચે વીસ વરસ છે. મઅરો બીજી બહેનની નામ છે રશમી. અી એકવીસ વરસની અુમર છે.
મારો પિતા અુતારન કામ કરે ને મારા માતા શારામ કામ કરે. મને એક અથવાડીય એમ ત્રણ પાઇડન ખિસ્સા ખર્ચના પૈસા મળે. એના સાથે હું સંગીત ન સી.દી. ને વાંચવાની ચોપડીયું લેવું.

# તમારી શાળા



(૧) તમારી શાળાનું વર્ણન....
....ક્યાં આવેલી છે?
....કેવડી છે? કેટલા શિક્ષક / શિક્ષિકાઓ છે?
....કોણ ભણી શકે? (છોકરા કે છોકરી, કઇ ઉંમરનાં)?




(૨) તમને કયા કયા વિષયો ભણવાના હોય છે?
તમારો મન ગમતો વિષય કયો અને કયો વિષય તમને પસંદ નથી, શા માટે?

(૩) તમારી શાળાનું સમય પત્રક કેવી રીતે હોય છે?
આવતી કાલે કયા વિષયની શરૂઆત થશે? ગઇ કાલે છેલ્લો વિષય કયો હતો?




(૪) તમારી શાળાના કયા નિયમો તમને નથી ગમતા? કારણો જણાવશો?

(૫) તમારી શાળામાં ભણવા સિવાયની કઇ કઇ પ્રવૃત્તિઓ હોય છે?
તમે કઇ પ્રવૃત્તિમાં જોડાયેલા છો?
આવી પ્રવૃત્તિના ફાયદા જણાવશો?



(૬) તમે ઘરકામ ક્યારે કરો? તમને ઘરકામ ગમે છે? શા માટે?

(૭) તમારી શાળા તરફથી તમે કોઇ પ્રવાસમાં ગયા છો?
તમે એના વિશેના તમારા અનુભવો કહેશો?

(૮) તમારી શાળામાં રમતગમત દિન કે વાલી દિન જેવા પ્રસંગો ઉજવાયા હોય એના વિશે થોડું કહેશો?



(૯) તમારી શાળાનો ગણવેશ કેવો છે?
તમારા વિચારમાં ગણવેશ પહેરવો શા માટે જરૂરી છે?

(૧૦) તમે તમારી શાળાને સારી બનાવવા શું શું ફેરફારો સુચવશો?

# વિરામ ચિહ્નો

આપણે બાળપોથીમાં શીખ્યા હતા કે વાકયને અંતે પૂર્ણ વિરામ ચિહ્ન(**Full Stop**) મૂકીએ છીએ. અત્યાર સુધી આપણે જે નિબંધો વાંચ્યા તેમાં પૂર્ણવિરામ ચિહ્ન સિવાય પણ બીજા વિરામ ચિહ્ન આવ્યાં છે. નિબંધોની નીચે એનો વપરાશ પણ આપણે શીખ્યા છીએ. એ હવે આપણે તાજું કરીએ.

૧. પૂર્ણવિરામ ચિહ્ન – ( . ) **Full Stop**

નામ પ્રમાણે જ્યારે વાકય પૂરું થાય ત્યારે વાકયને અંતે પૂર્ણવિરામ મૂકવામાં આવે છે.

૨. અલ્પવિરામ ચિહ્ન – ( , ) **Comma**

એક વાકયના બે ભાગ કરવા હોય ત્યારે વાકયની વચ્ચે આ ચિહ્ન મૂકવામાં આવે છે.

૩. પ્રશ્નાર્થ ચિહ્ન – ( ? )**Question Mark**

જે વાકયમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો હોય તેવા વાકયને અંતે પ્રશ્નાર્થ ચિહ્ન મૂકવામાં આવે છે.

૪. ઉદ્ગાર ચિહ્ન – ( ! ) **Exclamation Mark**

જે વાકયમાં નવાઇ, ખુશીનો કે આશ્ચર્યનો ભાવ વ્યક્ત થતો હોય તેવા વાકયને અંતે ઉદ્ગાર ચિહ્ન મૂકવામાં આવે છે.

૫. અવતરણ ચિહ્ન – (‘. . . .’ ) **Inverted Commas**

કોઇનું બોલેલું કે કહેલું એ જ શબ્દોમાં લખવું હોય ત્યારે એ લખાણ અવતરણ ચિહ્નમાં મૂકવામાં આવે છે. અવતરણ ચિહ્ન કયારેક જોડીમાં પણ વપરાય છે. દા.ત. “. . . . . ..” વાકયના બીજા બધા ચિહ્નો અવતરણ ચિહ્નની અંદર મૂકવામાં આવે છે. કયારેક બીજી ભાષાનો કે કોઇ વિશેષ શબ્દ ટાંકીયે ત્યારે તે શબ્દ પણ અવતરણ ચિહ્નમાં મૂકવામાં આવે છે. દા.ત. શ્રીજી મહારાજે ‘શિક્ષાપત્રી’માં કહ્યું છે.

# સરખામણી

મહેશ ઊંચો છોકરો છે.

ઉપરના વાકયમાં ઊંચો વિશેષણ તરીકે વપરાયેલ છે. પણ કેટલો ઊંચો છે?

મહેશ ઉમેશ કરતાં ઊંચો છે.

ઉમેશ અને મહેશ એ બે જણની ઊંચાઈની સરખામણી કરીએ ત્યારે ખબર પડે કે
કોણ વધારે ઊંચું છે.

મહેશ નિશાળમાં **સૌથી ઊંચો** છે.

અહીં સરખામણી બધા વચ્ચે કરવામાં આવી છે.

‘કેટલું’ સવાલનો જવાબ તે સરખામણી. વધારે, ઓછું, ઘણું, થોડું, કરતાં, સૌથી વગેરે સરખામણીના શબ્દો છે.

સરખામણીના શબ્દો કર્તાના લિંગ સાથે બદલાય છે.

નિશા શીલા **કરતાં ઊંચી** છે.
નિશા નિશાળમાં **સૌથી ઊંચી** છે.
ગંગા ભારતની **સૌથી લાંબી** નદી નથી.
મુંબઇ ભારતનું **સૌથી મોટું** શહેર છે.
હિમાલય દુનિયાનો **સૌથી મોટો** પર્વત છે.
લંડન માન્ચેસ્ટર કરતાં **ઘણું મોટું** શહેર છે.

બધી વસ્તુઓ સાથે સરખામણી કરીએ ત્યારે ‘સૌથી’ શબ્દ જાતિ પ્રમાણે નથી બદલાતો પણ વિશેષણ જ બદલાય છે તે ખ્યાલમાં રાખવું.

# સમાનાર્થી શબ્દો

**નીચેના શબ્દોના અર્થ સરખા છે. આ શબ્દો લખો અને તેના અર્થ સમજો અને યાદ રાખો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| આદર | = | માન, સન્માન | આંખ | = | નયન, નેત્ર |
| દરવાજો | = | દ્વાર, કમાડ | ચંદ્ર | = | ચાંદો, ચંદ્રમા, શશી |
| ઝાડ | = | વૃક્ષ, તરુ | દિવસ | = | દિન, રોજ |
| રાત | = | રાત્રિ, રજની, નિશા | નવું | = | નવીન, નૂતન |
| સાંજ | = | સંધ્યા, સાયંકાળ | સવાર | = | પરોઢ, પ્રભાત |
| સૂર્ય | = | સૂરજ, રવિ, ભાનુ | પ્રેમ | = | પ્યાર,વહાલ, સ્નેહ |
| અચરજ | = | અચંબો, નવાઈ | આખું | = | પુરું, સમગ્ર |
| કાળું | = | શ્યામ, કૃષ્ણ | ઇશારો | = | સંકેત |
| ગરમ | = | ઊનું | ઠંડું | = | ટાઢું, શીતળ |
| ઊંડું | = | ગહન | કરામત | = | કારીગરી, યુક્તિ |
| ઘોડો | = | અશ્વ | છિદ્ર | = | કાણું |
| દુનિયા | = | વિશ્વ, જગત, સંસાર | બારીક | = | ઝીણું, પાતળું |
| વાન | = | રંગ, વર્ણ | સફેદ | = | ધોળું, શ્વેત |
| સાગર | = | સમુદ્ર, દરિયો, રત્નાકર | સોનું | = | કંચન, કનક |
| આશ્ચર્ય | = | અચરજ | આશિષ | = | આશીર્વાદ |
| અવસર | = | સમય, તક | અઢળક | = | ઘણું, પુષ્કળ |
| અજવાળું | = | ઉજાશ, પ્રકાશ | ખંત | = | મહેનત, કાળજી |
| ચતુર | = | હોશિયાર, કુશળ | ધરતી | = | ધરા, પૃથ્વી, ધરણી |
| અંબર | = | આકાશ, ગગન | આવકાર | = | સ્વાગત |

**નીચેના શબ્દોના એક કરતાં વધારે અર્થ થાય છે.**

| | | |
|---|---|---|
| કુશળ | = | ચતુર, હોશિયાર, સારું |
| અંબર | = | આકાશ, કપડાં |
| કૃષ્ણ | = | કાળું, ભગવાનનું નામ |
| મીઠું | = | ગળ્યું, નિમક |

# દિવાળી





દિવાળીનો તહેવાર બધાને ગમે. નવાં નવાં કપડાં પહેરવાનાં. ફટાકડા ફોડવાના. કેવી મજા આવે! માણસો પોતપોતાના ઘરમાં પણ શોભા ગોઠવે, આંગણામાં રંગોળી પુરે, દીવાઓ સળગાવે. કેટલું સુંદર લાગે! અમાસની રાતે આકાશમાં ચંદ્ર ન હોય એટલે તારાઓ પણ વધારે રૂપાળા લાગે. અને દીવાઓની હારમાળા જોઇએ તો એમ લાગે કે જાણે બધા તારા ધરતી ઉપર ઉતરી આવ્યા છે. દિવાળીનો તહેવાર બધા હિંદુઓ ઉજવે. દુનિયામાં જ્યાં જ્યાં હિંદુઓ વસતા હોય ત્યાં ત્યાં દિવાળી ઉજવે. અને દિવાળીનો તહેવાર માત્ર એક દિવસનો નથી. ધનતેરસથી માંડી ભાઇબીજ સુધીના પાંચ દિવસ આ તહેવાર ચાલે છે. આપણે દિવાળી શા માટે ઉજવીએ છીએ? દિવાળીના પર્વનું મહાત્મય શું છે?

રાવણ સીતાજીનું હરણ કરી ગયો ત્યારે ભગવાન શ્રી રામે લંકા ઉપર ચડાઇ કરી હતી. આ યુધ્ધ નવ દિવસ ચાલ્યું અને દશેરાના દિવસે ભગવાન શ્રી રામે રાવણનો નાશ કર્યો. લંકાની ગાદી વિભીષણને સુપ્રત કરી ભગવાન શ્રી રામે અયોધ્યા તરફ પ્રયાણ કર્યું. ભગવાન શ્રી રામ જે દિવસે અયોધ્યા પહોંચ્યા તે દિવસ આસો વદ અમાસનો હતો. અયોધ્યાવાસીઓને જ્યારે ખબર પડી કે ભગવાન શ્રી રામ પાછા પધાર્યા છે ત્યારે તેમને ખૂબ આનંદ થયો. આ આનંદ વ્યકત કરવા સૌ નગરવાસીઓએ ઘરનાં આંગણાંઓમાં રંગોળીઓ પૂરી, ઝરૂખાઓમાં દીપમાળાઓ પ્રગટાવી અને ફટાકડા ફોડયા. દીવાઓના અજવાળાથી તેમણે પોતાના જીવનમાં ભગવાનના વિયોગથી જે અંધકાર વ્યાપી ગયો હતો તે દૂર કર્યો. આપણે પણ જ્યારે દિવાળીના દીપ પ્રગટાવીએ ત્યારે આપણા હ્દયમાં અજ્ઞાન રૂપી અંધકાર વ્યાપી ગયો હોય તે દૂર કરવો જોઇએ. દિવાળીનો આનંદ જરૂર માણવો જોઇએ પણ પહેલાં મનના મેલને દૂર કરવો જોઇએ. કેમકે ભગવાનને મનમાં બેસાડવા હોય તો પહેલાં મનને સાફ કરવાની જરૂર છે. મેલા મનમાં ભગવાનનો વાસ ન હોય.

દિવાળીના દિવસે વેપારીઓ ચોપડાપૂજન અને લક્ષ્મીપૂજન કરે છે. ગયા વરસના આવકજાવકના હિસાબો ફરીથી તપાસવામાં આવે છે. અને આગામી વરસ માટે નવા ચોપડાઓ શરૂ કરવામાં આવે છે. પ્રમાણિકતાથી કમાયેલું ધન તે લક્ષ્મી. આપણા ઘરમાં ભૂલથી પણ ચોરીનું કે અપ્રમાણિકતાનું ધન ન આવી જાય તે માટે લક્ષ્મીદેવીનું પૂજન કરવામાં આવે છે. ચોરીનું ધન કુટુંબનો વિનાશ કરે છે.

ધનતેરસ (આસો વદ તેરસ)ના દિવસે ભારતમાં ખેડૂતો પોતાની ગાયો બળદોના શિંગડાં રંગીને ગૌધનની પૂજા કરે છે. ખેડૂતો માટે એમનાં પશુ બહુ અગત્યના હોય છે એટલે આ ગૌધનની પૂજા કરવામાં આવે છે.

દિવાળીનો આગલો દિવસ એટલે કાળીચૌદશ. શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં કરેલી આજ્ઞા પ્રમાણે આ દિવસે આપણા મંદિરોમાં હનુમાનજીનું પૂજન કરવામાં આવે છે.

દિવાળીના બીજા દિવસે આપણે બેસતું વર્ષ ઊજવીએ છીએ. નવા વરસનો આ પહેલો દિવસ છે. આ દિવસે ભગવાન શ્રી રામનો રાજ્યાભિષેક થયો હતો. વિતેલા વરસની કડવાશ ભૂલી

નવું વરસ આનંદ ઉલ્લાસ સાથે શરૂ કરવું જોઇએ. મિત્રોની અને શત્રુઓની ભૂલો માફ કરી નવેસરથી નવું વરસ જીવવાની શરૂઆત કરવી જોઇએ. આ દિવસે મંદિરોમાં ભગવાનને અન્નકૂટ ભરીને નૈવેદ્ય ધરાવવામાં આવે છે. આ અન્નકૂટોત્સવની શરૂઆત ભગવાન શ્રી કૃષ્ણના સમયમાં થઇ હતી. ભગવાન શ્રી સ્વામિનારાયણે આ અન્નકૂટ ઉત્સવનો મહિમા બહુ વખાણ્યો છે.

નવા વરસનો બીજો દિવસ (કારતક સુદ બીજ) એટલે ભાઇબીજ. ભાઇબીજના દિવસે દુનિયાની બધી બહેનો પોતાના ભાઇને જમાડી તેમની આશિષ લે છે.

સ્વામિનારાયણ ભગવાને આપણને આજ્ઞા કરી છે કે ઉત્સવના દિવસે મંદિરે જરૂર દર્શન કરવા આવવું. તે માટે દિવાળીના આ પાંચેય દિવસોમાં દરરોજ મંદિરે આવવું.

## સ્વાધ્યાય

**'ન્ન'** આવી રીતે પણ લખાઇ શકાય છે. **'ન્ન'**

'શ' અને **'ચ'** **નું** જોડાણ આવી રીતે લખાય છે – **'શ્ચ'** નિશ્ચય નિશ્ચય

'શ' અને 'વ' નું જોડાણ આવી રીતે લખાય છે – **'શ્વ'** વિશ્વાસ વિશ્વાસ

નીચે થોડા શબ્દો આપેલા છે . તે શબ્દો કેવી રીતે લખાય છે. તે ધ્યાનથી યાદ રાખી જોયા વગર ફરીથી લખો.

| | | | |
|---|---|---|---|
| વિશ્વાસ | પ્રશ્ન | બ્રાહ્મણ | વિશ્વ |
| આશ્ચર્ય | યુદ્ધ | વિદ્વાન | |

Answer the following questions in English.

૧. ધનતેરસને દિવસે ભારતના ખેડૂતો શું કરે છે?
૨. કાળીચૌદસને દિવસે કોનું પૂજન કરવામાં આવે છે?
૩. આપણે દિવાળી શા માટે ઉજવીએ છીએ?
૪. નવા વરસના દિવસે મંદિરમાં શું શું કરવામાં આવે છે?
૫. ભાઇબીજના દિવસે બહેનો શું કરે છે?
૬. દિવાળીના દિવસોમાં માણસો ઘરની કઇ કઇ શોભા કરે છે?
૭. દિવાળીનો તહેવાર કોણ ઉજવે છે?
૮. રાવણ કયા દેશનો રાજા હતો?
૯. રાવણનો નાશ i) કોણે કર્યો?
ii) ક્યારે કર્યો?
૧૦. શ્રી રામ પાછા પધાર્યા ત્યારે અયોધ્યાવાસીઓએ શું શું કર્યુ તે લખો.
૧૧. દિવાળીના દિવસે વેપારીઓ શાનું પૂજન કરે છે?
૧૨. ગૌધનની પૂજા કયા દિવસે થાય છે?
૧૩. શિક્ષાપત્રીની આજ્ઞા પ્રમાણે હનુમાનજીનું પૂજન ક્યારે થાય છે?
૧૪. શ્રી રામનો રાજ્યાભિષેક કયા દિવસે થયો હતો?

## ઘરકામ

| વિશ્વાસ | પ્રશ્ન | બ્રાહ્મણ | વિશ્વ | આશ્ચર્ય | યુદ્ધ | વિદ્વાન |
|---|---|---|---|---|---|---|

૧. ઉપર આપેલ સાત શબ્દો વાપરીને સાત વાક્યો લખો.

# પત્ર લેખન

આપણને કોઇને સારા સમાચાર આપવા હોય જેમકે પરીક્ષામાં સફળ થયા હોઇએ, અથવા આપણે ક્યાંક ફરવા ગયા હોઇએ તે વિશે કોઇને જાણ કરવી હોય ત્યારે તે જાણ પત્ર દ્વારા કરતા હોઇએ છીએ. આવા પત્રને બિનઔપચારિક (Informal) પત્ર કહેવાય છે.

આપણને કોઇ નોકરી માટે અરજી કરવી હોય અથવા કોઇ જાહેરખબરના અનુસંધાનમાં વધારે વિગત મંગાવવી હોય તો પણ આપણને પત્રનો આશ્રય લેવો પડે. આવા પત્રને ઔપચારિક (Formal) પત્ર કહેવાય છે. તો ચાલો આજે આપણે પત્ર લખતાં શીખીએ.

બન્ને જાતના પત્રમાં ચાર વસ્તુ હોવી જરૂરી છે.

**૧. પત્ર લખનારનું નામ તથા સરનામું.**

કાગળના ઉપરના જમણા ખૂણામાં પત્ર લખનારનું નામ તથા સરનામું લખવામાં આવે છે. સરનામું આપણે જ્યાંથી પત્ર લખ્યો હોય ત્યાંનું લખવું. આપણે પેરીસ ફરવા ગયા હોઇએ ત્યારે સરનામું પેરીસનું હોવું જોઇએ. (નોંધઃ પરીક્ષામાં અથવા નમૂનાનો પત્ર લખતા હોઇએ ત્યારે જે સંજોગો બતાવ્યા હોય તે ખાસ ખ્યાલમાં રાખી તે જગ્યાનું સરનામું લખવું). સરનામા નીચે પત્ર લખ્યો હોય તે દિવસની તારીખ લખવી. બિનઔપચારિક પત્રમાં આપણું નામ લખવાનું જરૂરી નથી.

**૨. સંબોધન**

પત્ર આપણે જેના ઉપર લખ્યો હોય તેનું અભિવાદન એ જ સંબોધન. જેમ આપણા મિત્ર સાથે અને આપણા પિતા સાથે વાત કરવાની રીત જુદી હોય છે તેવી જ રીતે પત્રમાં સંબોધન પણ જુદું હોવું જોઇએ. મિત્રને પત્ર લખીએ ત્યારે સંબોધન 'પ્રિય મિત્ર ......' કરવું અને માતા-પિતાને પત્ર લખીએ ત્યારે સંબોધન 'પૂજ્ય માતાજી કે પિતાજી' કરવું. આપણાથી સંબંધમાં કોઈ વડીલ (જેવાકે કાકા, મામા, માસી, મોટાભાઇ, ભાભી) ને પત્ર લખીએ ત્યારે પણ સંબોધનમાં 'પૂજ્ય' જ લખાય. કોઇ ઓળખતી વ્યક્તિને પત્ર લખીએ ત્યારે સંબોધન બાદ 'જય શ્રી સ્વામિનારાયણ' જરૂર લખવું.

નોકરીની અરજી કરતી વખતે કે કોઈ અજાણી વ્યક્તિને પત્ર લખતી વખતે વ્યક્તિનું પૂરું નામ અને તેનો હોદ્દો લખવો જરૂરી છે. તે વખતે સંબોધનમાં 'માનનીય' કે 'મુરબ્બી' જેવો શબ્દ વાપરવો.

**૩. વિગત**

આપણે પત્ર જે માટે લખીએ છીએ તેને વિગત કહેવાય. બિનઔપચારિક પત્રની શરૂઆતમાં સામસામા ખબરઅંતર પૂછવા. (દા.ત. મારી તબિયત સારી છે. તમારી તબિયત સારી હશે. અથવા હું મજામાં છું. અને તમે મજામાં હશો.) રજામાં ગયા હોઇએ ત્યારે આપણે ત્યાં શું કરીએ છીએ, ક્યાં ફરવા ગયા હતા તે બધું વિગતમાં લખવાનું હોય. બીજા કોઇ પણ સમાચાર હોય તેનો અહીં સમાવેશ કરવો.

નોકરીની અરજી કરતી વખતે આપણી નોકરી માટેની લાયકાત, શિક્ષણ, અનુભવ વગેરે અહીં જણાવવું.

જાહેરખબરના અનુસંધાનમાં પત્ર લખતાં હોઇએ ત્યારે આપણને શેના વિશે વધારે માહિતી જોઇએ છે તે અહીં જણાવવું.

**૪ . પૂર્ણતા**

પત્રના અંતે પત્રની ડાબી બાજુએ પત્ર લખનારની ઓળખાણ આપવી. જેમના ઉપર આપણે પત્ર લખ્યો છે તેમની સાથે આપણા સંબધો કેવા છે તે ખ્યાલમાં રાખીને પત્ર પૂરો કરવો. જેમકે આપણે મિત્રને પત્ર લખ્યો હોય તો અંતમાં લિખિતંગ 'તારા મિત્ર .......ના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે' એમ લખવું. માતા પિતાને પત્ર લખ્યો હોય તો અંતમાં 'લિ. તમારા પુત્ર ......ના જય શ્રી સ્વામિનારાયણ વાંચજો' એમ લખવું.

ઔપચારિક પત્રના અંતમાં 'આપનો વિશ્વાસુ ......'એમ લખવું.

**આમ પત્રના મુખ્ય ચાર વિભાગ પડે છે તે ખ્યાલમાં રાખીને પત્ર લખવો.**
**પત્ર આ પ્રમાણે ગોઠવવો.**

પત્ર લખનારનું નામ, સરનામું અને તારીખ
ઘરનું નામ - નંબર
શહેરનું નામ
પિન કોડ
તારીખ

**સંબોધન**

| |
|---|
| **જેને પત્ર લખવાનો હોય તેને વિવેક સાથેનું સંબોધન** |

**પત્ર ની વિગત**

________________________________________
________________________________________
________________________________________
________________________________________
________________________________________
________________________________________
________________________________________
________________________________________

**વિદાય - વચન**
પત્ર લખનારની સહી

| |
|---|
| **પત્ર જેને લખ્યો હોય તેની સાથે આપણા જેવા સંબંધ હોય તેને ખ્યાલમાં રાખીને વિદાય વચન લખવું.** |

હવે આપણે પત્રના થોડાક નમૂના જોઈએ.

# પત્ર - ૧

**આપણે ઉનાળાની રજાઓમાં આપણા ત્રણ મિત્રો સાથે પેરીસ ફરવા ગયા છીએ. ત્યાંથી આપણા પિતાજી ઉપર એક પત્ર લખીએ છીએ.**

રૂમ નં. ૨૧૮,
હોલીડે ઇન,
પેરીસ.
તા. ૯ -૮ -૨૦૦૪

પરમ પૂજ્ય બાપુજી તથા બા,
સાદર જય શ્રી સ્વામિનારાયણ.





હું ગઇ કાલે સવારે કોઇ પણ જાતની તકલીફ વગર અહીં પહોંચી આવ્યો છું. વોટરલૂ સ્ટેશનથી ટ્રેન સમયસર ઉપડી હતી. મહેશ, મહેન્દ્ર અને અમિત સાથે હતા એટલે મુસાફરીમાં સમય સારી રીતે પસાર થઇ ગયો. રસ્તામાં અમને કોઇ પણ જાતની તકલીફ પડી ન હતી. ત્યાં તમારી, મારી બાની તથા રેશ્માની તબિયત સારી હશે.

ગઇ કાલે અમે પેરીસ શહેરમાં ફરવા ગયા હતા. એફીલ ટાવરની છેક ઉપરથી નીચે જોઇએ તો બીક લાગે. ત્યાંથી પેરીસ શહેરનું જે દ્દશ્ય દેખાય તે ખરેખર માણવા જેવું છે. ગઇ કાલે રાતના અમે નદીની સહેલગાહે પણ ગયા હતા. રાતના નૌકાવિહાર કરતા હોઇએ, મધુર સંગીત વાગતું હોય અને નદીના કાંઠા ઉપર રોશની ઝળહળતી હોય તેની મજા તો વર્ણવી જ ન શકાય. તેનો તો પોતાને જ અનુભવ કરવો પડે. ખૂબ જ મજા આવી હતી.

આવતી કાલે અમે અહીંથી યુરો ડીઝની જવાના છીએ. ત્યાં અમે ત્રણ દિવસ રોકાઇશું. અમે ચારે જણા ખૂબ મજા કરીશું. મેં અહીં ઘણા ફોટા પાડયા છે તે ત્યાં આવીને આપણે સાથે જોઇશું. હું અહીંથી પાછા આવવા રવાના થઇશ ત્યારે તમને ફોન કરીશ. તો તે પ્રમાણે મને લેવા આવજો.

ત્યાં મારી બાને અને રેશ્માને મારા વતીથી ઘણા ઘણા જય શ્રી સ્વામિનારાયણ કહેશો.

લિ. આપના પુત્ર રમેશના જય શ્રી સ્વામિનારાયણ વાંચશો.

**ઘરકામ :**

**તમે ભારતથી રજામાં લંડન ફરવા આવ્યા છો. અહીંથી ભારતમાં રહેતા તમારા મિત્રને પત્ર લખો. પત્રમાં તમે લંડનમાં શું શું જોયું તેની વિગત લખો.**








# પત્ર – ૨

## તમારી બહેન પરણીને સાસરે ગઇ છે. તે તમને પહેલીવાર પત્ર લખી રહી છે.

૧૮, કીંગ્સ સ્ટ્રીટ,
બોલ્ટન.
તા. ૫ – ૬ – ૨૦૦૪

પ્રિય ભાઇ કિશોર,
સપ્રેમ જય શ્રી સ્વામિનારાયણ.

હું તને આ પહેલી વાર પત્ર લખું છું એટલે શું લખું તે સમજણ નથી પડતી. અત્યાર સુધી તો આપણે સાથે જ રહેતાં એટલે પત્રની જરૂરિયાત જ નહોતી પડી. પણ હવે હું પરણીને આટલે દૂર આવી છું એટલે હવે તો અવારનવાર પત્ર લખતી રહીશ. અને તું પણ મને નિયમિત પત્ર લખતો રહેજે. હું અહીં ભગવાનની કૃપાથી મજામાં છું અને ત્યાં તું, બા, બાપુજી તથા અંજના બધાં મજામાં હશો.

આ પહેલા પત્રમાં બીજી કોઇ વિગત નથી એટલે ચાલ હું તને મારાં નવાં સગાંઓની ઓળખાણ કરાવું. તારા બનેવીને તો તું ઘણી વાર મળ્યો છે એટલે તેમને તો તું બરાબર ઓળખે છે. મારાં બીજાં સગાંને તેં મારા લગ્નમાં જોયાં હશે પણ બરાબર ઓળખતો નહીં હોય એટલે માહિતી આપું છું.



મારા સસરાની અહીં કપડાંની દુકાન છે. અમારા ઘરની સાવ બાજુમાં જ દુકાન છે. મારી સાસુ અને સસરા સાથે મળીને દુકાન ચલાવે છે. મારા જેઠનું ઘર અમારા ઘરથી થોડુંક જ દૂર છે. ગાડીથી લગભગ દસ મિનિટ લાગે. તને એટલી તો ખબર હશે જ કે તારા બનેવીના મોટા ભાઇ મારા જેઠ થાય, નાના ભાઇ મારા દિયર થાય અને તેમની બહેન મારી નણંદ થાય. હા, તો મારા જેઠ અહીં કપડાંની મીલમાં ઓફિસમાં કામ કરે છે. મારા જેઠાણી કામે નથી જતાં. તેમનાં બે નાનાં છોકરાંની દેખભાળ કરે છે. મારા દિયરે હાલમાં જ ભણવાનું પૂરું કર્યું છે અને કામની તપાસમાં છે. હજી કામ નથી મળ્યું એટલે અમારી દુકાનમાં મદદ કરે છે. મારી નણંદ કાન્તા વકીલાતનું ભણે છે. તેમનું કોલેજમાં આ છેલ્લું વરસ છે. ભણીને સરકારી વકીલ થવાની ઇચ્છા રાખે છે. હું પણ કામની તપાસમાં છું. હાલે કામ નથી એટલે આખો દિવસ ઘરમાં બેસીને કંટાળી જાઉં છું. ત્રણ જગ્યાએ કામની અરજીઓ કરી છે જોઇએ શું જવાબ આવે છે.

અત્યાર સુધી તો મેં મારી જ વાત કરી. તું ત્યાં શું કરે છે તે મને જણાવજે. આવતા મહિનાથી નિશાળમાં રજાઓ પડે છે તો તું થોડા દિવસ અહીં ફરવા આવજે. મારું ઘર પણ જોવાશે અને બ્લેકપૂલ ફરવા પણ જવાશે. આવવાનું નકકી કરીને તે પ્રમાણે વળતા પત્રમાં જણાવજે.

ત્યાં બા, બાપુજી તથા અંજનાને મારા વતીથી ઘણા ઘણા જય શ્રી સ્વામિનારાયણ કહેજે. આપણાં બીજા સગાંઓને અને મિત્રોને પણ મારા ઘણા ઘણા જય શ્રી સ્વામિનારાયણ કહેજે. પત્રનો જવાબ જલ્દીથી લખજે.

લિ. તારી મોટી બહેન અમૃતના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે.

**ઘરકામ :**

**તમારી બહેનના આ પત્રનો જવાબ લખો. પત્રમાં આવતા મહિને તમે અને તમારી નાની બહેન બે અઠવાડિયા માટે તમારી બહેનના ઘરે જવાના છો અને તે દરમ્યાન ત્યાં શું કરવા ઇચ્છો છો તે જણાવો.**



દરિયા કિનારો



બાગ



બ્લેકપૂલ ટાવર



ખરીદી



ડુંગર ચડવાનું



ક્રિકેટ



વોલીબોલ

# તમે, તમારું કુટુંબ અને તમારા મિત્રો



(૧) તમારા વિશે થોડું કહેશો? (તમારી ઉંમર, તમે હાલ શું કરો છો, તમારો દેખાવ, તમારા શોખ, તમને શું ગમે શું ન ગમે)?

(૨) તમારા ઘરમાં કોણ કોણ છે? કેટલી ઉમરનાં છે? અને તેઓના સ્વભાવ વિશે થોડું કહેશો?



(૩) તમારા બા બાપુજીના કામ વિશે થોડું કહેશો?

(૪) તમે તમારા ખિસ્સા ખર્ચના પૈસાનો શું ઉપયોગ કરો છો? ગયા અઠવાડીયે તમે એ કયાં વાપર્યા હતા?

આવતા અઠવાડીએ તમે એનું શું કરશો?



(૫) તમારા મિત્રો વિશે થોડું કહેશો? (એના સ્વભાવ, એના શોખ, એની ટેવો. તમને એનું શું ગમે? શામાટે? )
તમે એક બીજાને કેવી રીતે મદદરૂપ થાઓ?

(૬) તમે તમારી કઇ ટેવ બદલવા માગો છો? શા માટે?



(૭) તમારાં સગાંવહાલાં વિશે થોડું કહેશો? (કોણ કોણ છે? સ્વભાવનાં કેવાં છે?) તમે એને કયારે મળવા ગયાં હેતાં અને શું શું કર્યુ હતું?

(૮) કુટુંબ વિશે તમારા વિચારો જણાવશો? (બધા સભ્યો સાથે રહેવાના ફાયદા, ગેરફાયદા.)



(૯) તમારામાં કયારેય વાદવિવાદ થાય? શેના પર વધારે થાય?

(૧૦) તમારા કુટુંબમાં દિવાળીના તહેવારો કેવી રીતે ઉજવ્યા હતા? તમારા પિતાશ્રીનો જન્મ દિવસ કેવી રીતે ઉજવશો?

(૧૧) ઘરમાં પાળેલા પ્રાણી વિશે તમારા વિચારો જણાવશો?

# મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રી રામ

"રામાયણ" હિંદુ ધર્મનો એક અગત્યનો ધર્મગ્રંથ છે. વાલ્મીકિ ઋષિએ સંસ્કૃત ભાષામાં લખેલ આ શાસ્ત્રમાં ભગવાન શ્રી રામના દિવ્ય લીલાચરિત્રોનું વર્ણન છે.

પ્રાચીન સમયમાં લંકામાં રાવણ નામનો રાજા હતો. મહાદેવ શંકરના આશીર્વાદથી ખૂબ શક્તિશાળી બન્યો હતો. તેણે પોતાની શક્તિનો ઉપયોગ લોકોને હેરાન કરવામાં કરવા માંડયો. ઋષિમુનિઓ અને દેવતાઓએ થાકીને રાવણથી બચાવવા ભગવાનને પ્રાર્થના કરી. ભગવાને ભક્તો ઉપર દયા કરી પોતે ધરતી ઉપર અવતાર ધરવાની ઈચ્છા કરી.

અયોધ્યાના રાજા દશરથને ત્રણ રાણીઓ હતી. કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી. આ દશરથ રાજાને ત્યાં રાણી કૌશલ્યા થકી શ્રી રામ ભગવાને જન્મ ધારણ કર્યો. ભગવાન શ્રી રામના ત્રણ ભાઇઓ હતા, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન. ભગવાન શ્રી રામનાં લગ્ન જનકરાજાની દિકરી સિતાજી સાથે થયાં હતાં.

દશરથ રાજાએ શ્રી રામને ગાદી આપવાનું નક્કી કર્યું. પણ કૈકેયીની ઇચ્છા પોતાના દિકરા ભરતને ગાદી મળે એવી હતી. તેથી કૈકેયીએ દશરથ રાજા પાસે બે વરદાન માગ્યાં, શ્રી રામને ચૌદ વરસ વનવાસ અને ભરતને ગાદી મળે. પિતાજીનું વચન પાળવા શ્રી રામ રાજીખુશીથી વનમાં જવા તૈયાર થયા. સાથે સીતાજી અને લક્ષ્મણ પણ જંગલમાં જવા તૈયાર થયાં. વનમાં અનેક અસુરોનો નાશ કરી ઋષિમુનિઓને ભયમુક્ત કર્યા. પોતાના સ્વરૂપનું જ્ઞાન આપી શબરી આદિ અનેક ભક્તોનો ઉદ્ધાર કર્યો.

રાવણે વનમાંથી સીતાજીને ઉપાડી જવાની યોજના ઘડી. એક રાક્ષસને માયાવી સોનેરી હરણ બનાવી રામ-સીતાની ઝૂંપડી પાસે મોકલ્યો. સોનેરી હરણને જોઇ સીતાજીએ રામને એ હરણ લઈ આવવા મોકલ્યા. માયાવી હરણની મદદની ખોટી બૂમો સાંભળી લક્ષ્મણ પણ શ્રી રામની પાછળ ગયા. બન્ને ભાઇઓની ગેરહાજરીમાં રાવણ સાધુનો વેશ લઇ ભિક્ષા માગવાને બહાને આવીને સીતાજીને ઉપાડી ગયો.

હરણની પાછળ ગયેલા રામ – લક્ષ્મણ સીતાજીના ગુમ થયાની જાણ થતાં ખૂબ દુ:ખી થયા અને ચારેય દિશામાં સીતાજીની શોધ કરવા લાગ્યા. રસ્તામાં તેમને હનુમાનજીનો ભેટો થઈ ગયો. હનુમાનજી પણ સીતાજીની શોધમાં જોડાયા. હનુમાનજી લંકા જઈ સીતાજીની શોધ કરી આવ્યા. સીતાજીનો પત્તો મળતાં જ શ્રી રામે સીતાજીને છોડાવવા તૈયારી કરવા માંડી. હનુમાનજી અને બીજા વાંદરાઓની મદદથી દરિયા ઉપર પૂલ બાંધી બધા લંકા પહોંચ્યા. દશ દિવસની લડાઈ બાદ ભગવાન શ્રી રામે દશેરાના દિવસે રાવણનો વધ કર્યો. લંકાનું રાજ્ય રાવણના નાના ભાઇ વિભિષણને આપી શ્રી રામ પાછા અયોધ્યા પધાર્યા.

ચૌદ વરસનો સમય પૂરો થતાં શ્રી રામ અયોધ્યા પાછા આવ્યા. તે દિવસ આસો વદ અમાસનો હતો. પોતાનો આનંદ બતાવવા અયોધ્યાવાસીઓએ અંધારી રાતમાં દિવાઓ સળગાવ્યા અને આંગણામાં રંગોળીઓ પૂરી. તે સમયથી આપણે તે દિવસે દિવાળી ઊજવીએ છીએ. બીજા દિવસે શ્રી રામનો રાજ્ય અભિષેક થયો અને રામ અયોધ્યાના રાજા બન્યા. લોકોએ નવા વરસની ઉજવણી કરી.

ભગવાન શ્રી રામના રાજ્યમાં સૌ સુખી હતા અને સૌને ન્યાય મળતો હતો. ભગવાન શ્રી રામે પોતાનું આખું જીવન ધર્મની મર્યાદાનું રક્ષણ કરવામાં વીતાવ્યું હતું એટલે એમને મર્યાદાપુરુષોત્તમ કહેવાય છે.

## સ્વાધ્યાય

**નીચેના વાક્યો ખોટાં છે. તે વાક્યો સુધારીને સાચાં વાક્યો લખો. એક દાખલો આપેલો છે.**

**દશરથ રાજાને એક રાણી હતી.**
**દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી.**

**૧.** રામાયણમાં ભગવાન શ્રી કૃષ્ણના દિવ્ય ચરિત્રોની કથા છે.
**૨.** રાવણ અયોધ્યાનો રાજા હતો.
**૩.** દશરથ રાજાને છ દિકરા હતા.
**૪.** શ્રી રામની માતાનું નામ કૈકેયી હતું.
**૫.** ભગવાન શ્રી રામના લગ્ન રાધાજી સાથે થયાં હતાં.
**૬.** શ્રી રામ વનમાં જવા રાજી ન હતા.
**૭.** સીતાજી સોનેરી હરણની પાછળ ગયાં.
**૮.** હનુમાનજીને સીતાજી મળ્યાં નહીં.
**૯.** રામ – રાવણની લડાઇ પંદર દિવસ ચાલી હતી.
**૧૦.** શ્રી રામ દશેરાના દિવસે અયોધ્યા પાછા આવ્યા.
**૧૧.** શ્રી રામે લંકાનું રાજ્ય રાવણના દિકરાને આપ્યું.
**૧૨.** શ્રી રામના રાજ્યમાં ઘણા માણસો દુઃખી હતા.

## ઘરકામ

**અહમદશાહે વસાવેલું જૂનું અમદાવાદ શહેર જોવા આવો!**

- પહેલાં પ્રવાસીઓએ ગામનો નક્શો લઈ આવવો
- જૂના શહેરના રતનપુર જેવા વિસ્તારમાં તો ચાલીને જ જવાય છે તેથી ગાડીઓની ભીડ નહીં નડે
- તમારે ખરીદીનો આનંદ માણવો હોય તો ઘણાં ખરીદકેન્દ્રો છે તેમાંથી એકમાં જવું
- માણેકચોકમાં દરરોજ બજાર ભરાય છે. ત્યાં ઘણી જાતના મસાલા તેમજ સૂકો મેવો તમને મળશે
- તમને ભૂખ લાગે તો ત્યાં ઘણા ખાવાની ગાડીવાળાઓ નાસ્તા વેચતા હોય છે

After reading this article, answer the following questions in English.

1. What part of Ahmedabad is this article about?
2. What does the article suggest a tourist should do first?
3. What particular advantage does the padestrians have in Ratanpur?
4. Where does the article say you might particularly enjoy shopping?
5. Besides dry fruit and nuts, what else can one buy at the market?
6. Why would you not have to go hungry for long in the old town?

# દૂધમાં સાકર





વર્ષો જૂની આ વાત છે. હાલમાં જયાં ઈરાન દેશ છે તે દેશમાં પારસી લોકો રહેતા હતા. પારસીઓનો પોતાનો જુદો ધર્મ છે. તેઓ અગ્નિની પૂજા કરે છે. તેમના મંદિરને અગિયારી કહેવાય છે. તેમની અગિયારીમાં સદાયને માટે આ પવિત્ર અગ્નિ બળતો રહે છે.

વર્ષો જતાં પારસીઓનો કપરો કાળ આવ્યો. મુસલમાન બાદશાહ તેમના ધર્મમાં દખલ કરવા માંડયો. વધતી જતી કનડગતને જોઈને તેમના ધર્મગુરુઓએ તેમને એ દેશ છોડવાની આજ્ઞા કરી. દેશ છોડવો તો ખરો, પણ જવું કયાં? કયો રાજા આટલા બધા માણસોને તેના રાજયમાં રહેવાની રજા આપે? હિંદુ પ્રજા તેમને જરૂર રક્ષણ અને સહાય કરશે, એવું વિચારી તેમણે હિન્દુસ્તાન જવાનું નક્કી કર્યું. આમ નકકી કરી બધા પારસીઓએ પોતાની ઘરવખરી વહાણમાં ભરી ભારતનો રસ્તો લીધો. તે વખતે આજના જેવી સ્ટીમરો હતી નહીં. પવનની મદદથી વહાણ ચાલે. એટલે ભારતમાં કઈ જગ્યાએ વહાણ પહોંચે તે નકકી નહીં.

આમ કરતાં કરતાં વહાણ ભારતના પશ્ચિમ કાંઠે ગુજરાતમાં સુરતની બાજુમાં આવેલા સંજાણ બંદરે પહોંચ્યું. તે વખતે સુરતમાં હિંદુ રાજાનું રાજય હતું.

વહાણને કિનારે લાંગરી પારસીઓના થોડાક આગેવાનો કિનારે આવ્યા. આ રાજ્યમાં રહેવાની રજા લેવા માટે પારસીઓએ એક માણસને રાજાના દરબારમાં મોકલ્યો. દરબારમાં આવી પારસીએ તેમને કેવા સંજોગોમાં ઈરાન છોડવું પડયું તે બધી મુશ્કેલીની વાત કરી.

રાજાએ શાંતિથી બધી વાત સાંભળી. ત્યાર પછી રાજાએ છલોછલ ભરેલો દુધનો પ્યાલો મંગાવી પારસીને આપ્યો અને કહ્યું, "આ પ્યાલો તમારા આગેવાનને આપજો. આમાંથી જરા પણ દૂધ ઢોળાય નહીં તે જો જો."

માણસ તો કાંઈ સમજયો નહીં પણ આજ્ઞા પ્રમાણે પ્યાલો એમના આગેવાનને આપ્યો. બધા વિચાર કરવા લાગ્યા કે આ દૂધના પ્યાલાનો શો અર્થ? પણ આગેવાન બરાબર સમજી ગયા. તેમણે બધા પારસીઓને સમજાવ્યા, 'રાજાએ સંદેશો મોકલાવ્યો છે કે સુરત રાજ્યમાં વસતી ઘણી છે તેમાં તમે બધા કેવી રીતે રહેશો?' પછી થોડી સાકર મંગાવી ધીમે ધીમે દૂધ ઢોળાય નહીં એમ દૂધના પ્યાલામાં નાખી દીધી. અને પ્યાલો પાછો રાજા પાસે મોકલાવ્યો.

રાજાએ પાછું આવેલું દૂધ ચાખી જોયું. આગેવાને મોકલેલા જવાબથી રાજી થઇ પારસીઓને સંજાણમાં રહેવાની રજા આપી. હવે નવાઇ પામવાનો વારો રાજાના દરબારીઓનો આવ્યો. પારસી આગેવાનોનો જવાબ સમજાવતાં રાજાએ કહ્યું, 'મેં દૂધનો ભરેલો પ્યાલો મોકલાવી કહ્યું કે સુરતમાં વસતી ઘણી છે તો તેમાં તમે કેવી રીતે રહેશો? તેના જવાબમાં તેમણે દૂધ મીઠું કરી મોકલાવ્યું. જેમ દૂધમાં સાકર ભળી જાય તેમ તેઓ અહીંની પ્રજા સાથે હળી મળીને રહેશે.'

ત્યારથી આજ સુધી પારસીઓ ભારતમાં રહ્યા છે. ગુજરાતમાં ગુજરાતી થઇને રહ્યા છે, અને ગુજરાતીને પોતાની માતૃભાષા તરીકે અપનાવી છે. આજે તો તેઓ દેશના ઘણા ભાગોમાં જઇને વસ્યા છે. સૌથી વધુ પારસીઓની વસતી મુંબઈમાં છે. દાદાભાઇ નવરોજી, જમશેદજી તાતા, ફિરોજશાહ મહેતા, કવિ ખબરદાર અને કવિ માલબારી જેવી મહાન પારસી વ્યક્તિઓ આપણા દેશને મળી છે.

પારસીઓ ઇરાનથી ભારત આવ્યા ત્યારે તેઓ પોતાની સાથે અગ્નિ લાવ્યા હતા. ત્યારથી ઉદવાડાની અગિયારીમાં કાયમ આ પવિત્ર અગ્નિ બળ્યા કરે છે. ઉદવાડા એ પારસીઓનું મોટામાં મોટું તીર્થસ્થાન છે.

**અઘરા શબ્દો:**
કનડગત = હેરાન કરવું

નીચેના વાકયો ધ્યાનથી વાંચો અને સમજો.
રાજાએ તેના જવાબમાં **દૂધથી ભરેલો** પ્યાલો મોકલ્યો.
રાજાએ તેના જવાબમાં **દૂધથી છલોછલ ભરેલો** પ્યાલો મોકલ્યો.
બીજા વાકયમાં જે છલોછલ શબ્દનો અર્થ '**પ્યાલો છલકાઇ જાય એટલા દૂધથી ભર્યો હતો**' એમ થાય છે.

## સ્વાધ્યાય

૧. પારસીઓને પોતાનો દેશ શા માટે છોડવો પડયો?
૨. રાજાએ દૂધથી ભરેલો પ્યાલો મોકલ્યો તેનો શો અર્થ થાય?
૩. પારસીઓએ દુધમાં સાકર નાખી પ્યાલો પાછો મોકલ્યો તેનો શો અર્થ થાય?
૪. નીચેના વાકયો ભૂતકાળમાંથી વર્તમાન કાળમાં ફેરવો.
વહાણ કિનારે આવ્યું.
લોકો કિનારે આવ્યા.
પારસીઓએ પોતાના એક માણસને મોકલ્યો.
૫. નીચેના વાક્યોને વર્તમાનકાળમાંથી ભૂતકાળમાં ફેરવો.
રાણો દૂધથી છલોછલ ભરેલો પ્યાલો આપે છે.
આગેવાન દૂધનો પ્યાલો હાથમાં લે છે.
રાણાને પોતાના પક્ષ્નો ઉત્તર મળી જાય છે.

### ઘરકામ

નીચે આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ શોધી નીચેના વાક્યોમાં ખાલી જગ્યા પૂરો.

| | | |
|---|---|---|
| કારણ કે | ત્યારથી | ત્યારે |
| ત્યાં સુધી | પછી | તોય |

૧. ઘંટ વાગ્યો ______ અમે અંદર આવ્યા.
૨. અમે આવ્યા ________ કામ કરીએ છીએ.
૩. અમે કામ પુરું કર્યા _______ ચોપડી વાંચીએ છીએ.
૪. વરસાદ પડતો હતો _______અમે બહાર રમવા ગયા.
૫. અમે થાક્યા ________ બાગમાં રમ્યા.
૬. બાળકો હસતાં હતાં ________ નાટક રમૂજી હતું.

# શ્રી ભગવદ્ ગીતા

હજારો વરસો પહેલાંની વાત છે. હસ્તિનાપુરના રાજા પાંડુને પાંચ દિકરા હતા. તેઓ પાંડવો તરીકે ઓળખાતા. પાંડુ રાજાના મોટા ભાઈ ધૃતરાષ્ટને સો દિકરા હતા. તેઓ કૌરવો તરીકે ઓળખાતા. કૌરવોએ લુચ્ચાઇથી પાંડવોનું રાજ્ય લઇ લીધું અને પાછું આપવાની ના પાડી. કૌરવો અને પાંડવો વચ્ચે લડાઇની શરૂઆત થઇ. આ ઇતિહાસની કથા વ્યાસ મુનિએ લખેલ “મહાભારત” ગ્રંથમાં લખાયેલી છે.

પાંડવો ભગવાનના ભક્ત હતા અને તેમના પક્ષે ન્યાય પણ હતો એટલે લડાઇ વખતે ભગવાન તેમના પક્ષમાં રહ્યા. લડાઇમાં ભગવાને કોઈ હથિયાર નહોતાં રાખ્યાં પણ પાંડવપુત્ર અર્જુનના સારથિ થયા હતા. આપણા જીવનને જે સાચે રસ્તે લઇ જાય એ સારથિ કહેવાય. ભગવાન જેવા સારા સારથિ તો કોઇ હોઈ જ ન શકે! અને જેના સારથિ ભગવાન હોય તે જીવનની લડાઇમાં હારી પણ ન શકે! પાંડવોને ભલે ખબર નહોતી પણ તેમનો વિજય તો લડાઇ શરૂ થઇ તે પહેલાં જ નક્કી થઇ ગયો હતો.

લડાઇની શરૂઆતમાં જ અર્જુને પોતાનાં સગાંવહાલાં, ગુરુ અને મિત્રોને સામા પક્ષે જોયાં. તેના મનમાં દુઃખ થયું કે પૃથ્વીના એક નાના રાજ્ય માટે મારે આ બધાને મારવા પડશે. લાખો મનુષ્યોની થનારી હિંસાના પાપથી અર્જુનને બીક લાગી. અને તેણે લડાઇ કરવાની ના પાડી દીધી. અર્જુનના મનમાં થયેલા સંશય અને અજ્ઞાનને ટાળવા ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને સાચો ધર્મ સમજાવ્યો. અર્જુન અને ભગવાન શ્રી કૃષ્ણનો આ સંવાદ તે જ “શ્રી ભગવદ્ ગીતા”.

વેદો અને ઉપનિષદોમાં જે જ્ઞાન છે તે જ જ્ઞાન ભગવાને અર્જુનને તાજું કરાવી આપ્યું. અઢાર અધ્યાય અને ૭૦૦ શ્લોકમાં ભગવાને જે જ્ઞાન સમજાવ્યું તે જ્ઞાન આજે પણ હિંદુ ધર્મનો દરેક સંપ્રદાય માન્ય રાખે છે. ભગવાન શ્રી સ્વામિનારાયણે ગીતાને પોતાનું આધ્યાત્મ શાસ્ત્ર ગણાવ્યું છે. માત્ર હિંદુઓ જ નહીં પણ દુનિયાના દરેક ધર્મે ગીતાજીને માન્યતા આપી છે. દુનિયાની લગભગ દરેક ભાષામાં “શ્રીમદ્ ભગવદ્ ગીતા”નો અનુવાદ થયો છે.

આપણા જીવનમાં ડગલે અને પગલે અનેક મુશ્કેલીઓ આવે છે. આ મુશ્કેલીઓ અજ્ઞાનને લીધે આવે છે. ગીતા આપણું આ અજ્ઞાન દુર કરે છે. જીવ, ઈશ્વર અને માયાનું સાચું સ્વરૂપ સમજાવે છે અને જીવન જીવવાનો સાચો રસ્તો બતાવે છે. આપણે ખરેખર શું કરવાનું છે તે સમજાવે છે. આ જગત ભગવાનની ઇચ્છાથી બન્યું છે અને ભગવાનની ઇચ્છાથી નાશ પણ પામવાનું જ છે તે સત્ય વાત ગીતા આપણને સમજાવે છે. આપણે જે કોઇ કામ કરીએ તે માત્ર ભગવાનને રાજી કરવા માટે જ કરવું જોઇએ. કર્મ કરવાનો અધિકાર આપણો છે પણ તેનું ફળ આપવાનું કામ ભગવાનનું છે તે વાત પર ગીતામાં ભાર મૂકવામાં આવ્યો છે.

શ્રી કૃષ્ણ ભગવાનના અંતર્ધ્યાન થયા પછી હજારો વરસ પછી શ્રી સ્વામિનારાયણ ભગવાને ગીતાના ૭૦૦ શ્લોકો તથા બીજા અનેક શાસ્ત્રોનો સાર કાઢીને ૨૧૨ શ્લોકની “શિક્ષાપત્રી” આપણને આપી છે.

## સ્વાધ્યાય

નીચેના વાક્યોમાં જે શબ્દો નીચે લીટી દોરી છે તેની જોડણી સુધારીને લખો.

હું દર <u>સનિવારે</u> મંદિરની ગુજરાતી નિશારમાં ભણવા જાઉ છું.
મારી <u>ગાદી</u>નો રંગ <u>પીરો</u> છે.
મને સમોસા <u>કાવા</u>ની <u>બઉ</u> મજા આવે છે.
અમે <u>ગી</u> કાલે <u>ત્રેન</u>માં ફરવા <u>જ્યા તા</u>.
મારા <u>ગર</u>ની <u>પાછર</u> <u>મોતો</u> બાગ છે.
મારું નામ <u>ઉમેશ</u> છે અને મેં મારા દાદાને <u>કાગર</u> <u>લખીયો</u>.

# બળિયો ભીમ

ભગવાન શ્રી કૃષ્ણના સમયની વાત છે. ભગવાનના એક ફોઇ હતાં. તેમનું નામ કુંતા હતું અને હસ્તિનાપુરના રાજા પાંડુ સાથે તેમનાં લગ્ન થયાં હતાં. પાંડુ રાજાના પાંચ દિકરા હતા. આ પાંચેય ભાઇઓ પાંડવો તરીકે ઓળખાતા. પાંડવો ભગવાનના ભક્ત હતા. ધર્મ અને ન્યાયમાં માનનારા હતા. ભીમસેન બીજા નંબરનો દિકરો. ભીમ બહુ તાકાત વાળો, એટલે બધાય તેને બળિયો ભીમ કહેતા. ગદા ફેરવવામાં બહુ હોશિયાર.

પાંડવોને સો પિત્રાઇ ભાઇઓ હતા. આ સો ભાઇઓ કૌરવ તરીકે ઓળખાય. તેમાં દુર્યોધન સૌથી મોટો. કૌરવો અધર્મી અને અન્યાયી હતા. શ્રી કૃષ્ણ ભગવાનને પણ પોતાના જેવા સામાન્ય માણસ ગણે. હવે આવા કૌરવોને પાંડવો કેમ ગમે? કૌરવો પાંડવો ઉપર ઈર્ષ્યા કરે. તેમને હેરાન કરે. પણ ભીમથી ડરે! દુર્યોધન વિચાર કરે કે જો ભીમ ન હોય તો આપણે પાંડવોને હરાવી શકીએ. પણ ભીમ તો કોઇથી હારે એમ નથી. તો કરવું શું?

દુર્યોધનનો એક મામો હતો. એનું નામ શકુનિ. જેવો ભગવાનનો મામો કંસ દુષ્ટ હતો તેવોજ દુષ્ટ આ શકુનિમામો હતો. ભીમને મારી નાખવાની એક યુક્તિ મામાએ દુર્યોધનને બતાવી.

કૌરવોએ એક દિવસ ઉજાણીની ગોઠવણી કરી ભીમ સહિત બધા પાંડવોને આમંત્રણ આપ્યું. ઉજાણીની ગોઠવણી એક સુંદર તળાવને કિનારે કરી હતી. કેવું સુંદર એ તળાવ હતું! કિનારે સરસ મજાનાં ઘટાદાર વૃક્ષો હતાં. ભીમને લાડવા બહુ ભાવે એટલે કૌરવોએ ભીમ માટે ખાસ જાતના લાડવા બનાવ્યા હતા. પણ આ લાડવા આપણે ખાઇએ તેથી થોડાક જુદા હતા. શકુનિમામાની સલાહથી એ લાડવામાં ઝેર ભેળવ્યું હતું.

સૌ તળાવમાં નાહ્યા, રમતો રમ્યા. અને થાક્યા એટલે પેટ ભરીને જમ્યા. તેમાં ભીમને તો કૌરવોએ ખૂબ આગ્રહ કરીને લાડુ જમાડયા. જમીને સૌ સૂઇ ગયા. ભીમ ઉપર ધીમે ધીમે ઝેરની અસર થવા માંડી અને થોડીવારમાં તો ભીમ બેભાન થઇ ગયો. કૌરવોએ બેભાન ભીમને તળાવમાં નાખી દીધો.

ભીમ તો જઇ પહોંચ્યો છેક તળીયે. તળાવનાં તળીયામાં નાગ લોકો રહે. ભીમ તળીયે પહોંચ્યો એટલે બધા નાગ લોકો ભેગા થઇ જોવા માંડયા કે આ કોણ આવ્યું. એટલામાં નાગોનો રાજા વાસુકિ પણ ત્યાં પહોંચી આવ્યો. વાસુકિ ભીમને ઓળખી ગયો. ભીમના શરીરમાં ઝેર ફેલાઇ ગયું હતું. વાસુકિ અને બીજા નાગલોકોએ ભીમનાં શરીરમાંથી ઝેર ચૂસી લીધું. ઝેરની અસર ઉતરી એટલે ભીમ પાછો ભાનમાં આવ્યો. આજુ બાજુ જુએ તો પોતે નાગલોકોથી ઘેરાયેલો હતો.

વાસુકિએ ભીમને પૂછયું, ‘આ બધું કેવી રીતે થયું? કોણે તમને ઝેર ખવડાવીને મારી નાખવાની કોશિશ કરી છે? તમારા બીજા ભાઈઓ કયાં?’ ભીમે બધી વાત કરી. વાસુકિને પણ દુર્યોધન ઉપર ગુસ્સો આવ્યો. ભીમને બિલકુલ સારું થઇ ગયું એટલે નાગલોકો એને તળાવનાં બીજા કિનારે મુકી આવ્યા. ત્યાંથી ભીમ સીધો હસ્તિનાપુર પહોંચી ગયો.

બીજી બાજુ સાંજે બધા પાંડવો જાગ્યા. જાગીને જુએ તો ભીમ ન મળે. આજુ બાજુ બધે તપાસ કરી, પણ ભીમ હોય તો મળેને? આમેય ભીમ આવા તોફાન અવારનવાર કરતો એટલે આ પણ એક તોફાન છે એમ માનીને બધા હસ્તિનાપુર પાછા વળ્યા. દુર્યોધન અને એના ભાઈઓ મનમાં રાજી થતા હતા કે હાશ! હવે ભીમથી શાંતિ થઇ.

ઘરે આવીને ભાઈઓએ જોયું તો ભીમ આરામથી સૂતો હતો. ભીમને જગાડીને પૂછયું, તું કયાં હતો? તળાવ કિનારે તને કેટલો શોધ્યો? તું આમ કોઇને કહ્યા વગર આવે તો અમને બધાને કેટલી બધી ચિંતા થાય?

ભીમે ગુસ્સામાં આવી બનેલી બધી વાત કહી. બીજા ભાઈઓ પણ ગુસ્સામાં આવી ગયા અને વેર વાળવાની યુક્તિ વિચારવા લાગ્યા. કુંતામાતાએ બધાને શાંત પાડયા અને વેર ભૂલી જવાની શિખામણ આપી.

આ સંકટમાંથી ભગવાને ભીમની રક્ષા કરી તે બદલ સૌએ ભગવાનનો આભાર માની પ્રાર્થના કરી.

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| ગદા | = | એક હથિયાર, Mace |
| ન્યાય | = | ઇન્સાફ, Justice |
| ઇર્ષ્યા | = | બીજાનું સારું જોઇ ન શકાય તે, Envy, Jealousy |
| ઉજાણી | = | ઉજમણી, Picnic or Party |
| તળિયું | = | છેક નીચેનો ભાગ, Bottom |
| ઘેરાયેલો | = | વીંટાળાયેલું, Surrounded |
| સંકટ | = | તકલીફ, Problem |

## સ્વાધ્યાય

૧. પાંડવો કોના પુત્રો હતા?
૨. ભીમ શામાં હોંશિયાર હતો?
૩. ભીમ ને સીધો કરવા શકુનીએ કૌરવોને શું યુકિત બતાવી?
૪. કૌરવો કોના પુત્રો હતા?
૫. પાંચ પાંડવોના નામ લખો.
૬. દુર્યોધનના મામાનું નામ લખો.
૭. લાડવામાં શું ભેળવ્યું હતું?
૮. બેભાન ભીમને કયાં નાખી દીધો?
૯. ઝેર કોણે ચૂસી લીધું?
૧૦. વેર ભુલી જવાની શિખામણ કોણે આપી?
૧૧. નીચેના બે વિભાગમાંથી વિરોધી શબ્દો શોધી જોડલાં ( Pair ) બનાવો.

દાખલો : ૧ – ચ

| | | | |
|---|---|---|---|
| ૧ | બળિયો | ક | ઉષ્ણ |
| ૨ | બહુ | ખ | કાચાં |
| ૩ | ચડવું | ગ | છીછરું |
| ૪ | પાકાં | ઘ | થોડું |
| ૫ | ઊંડું | ચ | નબળો |
| ૬ | શીતળ | છ | ઊતરવું |
| ૭ | અજવાળું | જ | અશાંતિ |
| ૮ | ખાલી | ઝ | અંદર |
| ૯ | રાત | ટ | પાછળ |
| ૧૦ | શાંતિ | ઠ | દિવસ |
| ૧૧ | આગળ | ડ | અંધારું |
| ૧૨ | બહાર | ઢ | ભરેલું |

૧૨. સમાનાર્થી શબ્દો

| | | |
|---|---|---|
| તાકાત | = | શક્તિ |
| અજવાળું | = | પ્રકાશ |
| સલાહ | = | શિખામણ, ભલામણ |
| યુક્તિ | = | આવડત, કરામત |

### ૧૩. **ઉદ્‌ગાર ચિહ્‌ન** ( Exclamation Mark ).
તળાવ બહુ સુંદર હતું.

ઉપરનું વાકય સાદું હકારાત્મક વાકય છે. ઉપરના પાઠમાં આપણે એક નવું વિરામચિહન(!) જોયું. આને ઉદ્‌ગાર ચિહ્‌ન( Exclamation Mark )કહેવાય છે. જે વાકયમાં નવાઇ કે આશ્ચર્ય બતાવવામાં આવ્યું હોય તેવા વાકયને અંતે ઉદ્‌ગાર ચિહ્‌ન મૂકવામાં આવે છે. ઉપરના સાદા વાકય ને હવે આપણે ઉદ્‌ગાર વાકયમાં ફેરવીએ ઉપરના વાકય ને આવી રીતે પણ લખી શકાય છે.

તળાવ કેવું સુંદર હતું !

આ ઉદ્‌ગાર વાકયનો જવાબ પાછો સાદા હકારાત્મક વાકયમાં જ મળે છે.

૧૪. નીચેના વાકયોને ઉદ્‌ગાર વાકયમાં ફેરવો.
વાટિકાઓ બહુ મજાની છે.
ભોજન બહુ મીઠું છે.
ભગવાનની મૂર્તિ બહુ રૂપાળી છે.

## ઘરકામ

**નીચેનો પત્ર વાંચીને તેની નીચે આપેલા સવાલો ના જવાબ આપો.**

**૨૩,હાઇ રોડ**
**હાર્લસ્ડન**
**લંડન**
**તા.૭-૮-૨૦૦૭**

પ્રિય મિત્ર મહેશ,
જય શ્રી સ્વામિનારાયણ.

હું અહીં મજામાં છું. આશા છે કે તું પણ ત્યાં મજામાં હોઇશ. લંડન આવી ને હું તને તરત પત્ર નથી લખી શકયો કારણ કે હું મારી નવી કોલેજમાં રહેવાની વ્યવસ્થા કરવામાં બહુ વ્યસ્ત હતો. હવેથી સમયસર પત્ર લખતો રહીશ.

મને અહીં નવી કોલેજમાં હજી ફાવતું નથી, બધું નવું નવું લાગે છે. હજી સુધી કોઇ નવા મિત્રો પણ થયા નથી, એટલે એકલા તરવા અને દોડવા જવાની મજા પણ આવતી નથી. કોઇ સારા મિત્રો મળી જાય પછીથી કસરત કરવાનું શરૂ કરીશ.

તને તારી કોલેજમાં ફાવી ગયું કે નહીં તે જરૂર લખજે. ખાસ કરીને તારી ક્રિકેટની પ્રવૃત્તિ વિશે જરૂર લખજે. મને ખબર છે કે તને ક્રિકેટનો ભારે શોખ છે.

તારા માતા-પિતાને મારા જય શ્રી સ્વામિનારાયણ કહેજે. હું નાતાલની રજાઓમાં માન્ચેસ્ટર પાછો આવીશ. આ બે અઠવાડિયાની રજાઓમાં જૂની યાદો તાજી કરીશું.
લિ. તારા મિત્ર પરેશના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે.

૧. પરેશે તરત કાગળ કેમ નહોતો લખ્યો?
૨. પરેશના બે શોખ જણાવો.
૩. મહેશને શાનો શોખ છે.?
૪. પરેશને કોલેજમાં કેમ ગમતું નથી?
૫. મહેશ કયાં રહે છે?
૬. પરેશ મહેશને મળવા કયારે જવાનો છે?

# લાધીબાઇ અને માતાજી

શ્રીજી મહારાજના અનેક એકાંતિક ભકતો હતા. એકાંતિક ભકત એટલે હમેશાં ભગવાનના જ વિચારો મનમાં રાખે તેવો ભકત. ભગવાનની આજ્ઞા લોપવાનો મનમાં વિચારેય ન આવે. દાદાખાચર, સૂરોખાચર, સુંદરજી સુથાર વગેરે એવા ભક્તો હતા. ભુજનાં લાધીબાઇ પણ શ્રીજી મહારાજનાં આવાં પરમ એકાંતિક ભક્ત હતાં. મહારાજની કોઇ પણ આજ્ઞા કયારેય લોપે નહીં. મહારાજમાં સંપૂર્ણ વિશ્વાસ.

શ્રીજી મહારાજ આવા ભક્તો ની કયારેક પરીક્ષા પણ કરી જોતા. એક વખત ભુજના રાજાના પ્રધાન સુંદરજી સુથારને અને સુરાખાચરને સાધુ પણ કર્યા હતા. મહારાજે એક વખત હસતાં હસતાં લાધીબાઇને કહ્યું,'લાધીબાઇ અમારી એક વાત માનશો?' લાધીબાઇ કહે, 'મહારાજ પૂછવા કરતાં આજ્ઞા કરી જુઓને!'

શ્રીજી મહારાજે કહ્યું, 'તો ભલે. તમે લાલ બંગડી પહેરી, કપાળે લાલ ચાંદલો કરી, લાલ સાડી પહેરી, ઊભી બજારે થઇને દેશલપર તળાવમાંથી પાણીનું બેડું ભરી આવો!'

લાધીબાઇ વિધવા હતાં. લાધીબાઇ વિચાર કરે કે ભગવાને પોતે જ શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે કે વિધવા સ્ત્રીએ કપાળે ચાંદલો કરવો નહીં, હાથમાં બંગડી પહેરવી નહીં અને સધવા જેવો શણગાર સજવો નહીં. અને આજે મને આવો શણગાર સજવાની આજ્ઞા કરે છે! પાછો વળતો વિચાર કરે છે કે ભગવાનની આ આજ્ઞા લોપાય પણ નહીં એટલે ભગવાનની આજ્ઞા મુજબ સધવાના શણગાર સજી લાધીબાઇ ચાલ્યાં પાણી ભરવા.

પાણી ભરીને પાછાં વળતાં હતાં ત્યાં સુધી તો ગામમાં વાત ફેલાઇ ગઇ કે વિધવા લાધીબાઇએ સધવાના શણગાર સજયા છે. રસ્તામાં લોકોનું ટોળું ભેગું થઇ ગયું અને લોકો મશ્કરીમાં પૂછવા લાગ્યાં, 'લાધી, કોનું ઘર માંડયું?'

માણસોના મનમાં એમ કે લાધીબાઇ શરમાઇને અથવા બીને પાછાં ફરી જશે પણ લાધીબાઇને તો ભગવાનના નિશ્ચયનું બળ હતું. તેઓ જરાય ગભરાયા વિના બોલ્યાં, 'સ્વામિનારાયણનું!'

આજે પણ જો કોઇ વિધવા આવો વેશ પહેરે તો કેટલાય એનો તિરસ્કાર કરનારા નીકળે, તો આતો બસો વરસ પહેલાંની વાત! લાધીબાઇને મહારાજમાં કેટલી બધી શ્રદ્ધા હશે ત્યારે એમનામાં આટલી બધી હિંમત આવી હશે! લાધીબાઇ પર મહારાજ બહુ પ્રસન્ન થઈ ગયા.

લાધીબાઇ પર મહારાજને એટલો બધો ભાવ કે એક વખત લાધીબાઇ ગાડામાંથી પડી ગયાં ને બેભાન થઇ ગયાં. આ અકસ્માતના ખબર મળતાં મહારાજ તરત જ લાધીબાઇને ઘેર આવી ને ઊભા અને લાધીબાઇની સેવાચાકરીમાં લાગી ગયા. લાધીબાઇ માટે મહારાજે પોતાના હાથે દૂધની ખીર બનાવી. તે લઇને મહારાજ પોતે લાધીબાઇ પાસે ગયા. લાધીબાઇ બેભાન હતાં, મોઢું ખોલી શકે તેમ ન હતાં એટલે મહારાજે વેલણથી લાધીબાઇનું મોં જરા પહોળું કરીને ચમચીથી ખીર પાઇ. આમ ત્રણ દિવસ સુધી શ્રીજી મહારાજે પોતે પોતાના હાથે ખીર કરીને લાધીબાઇને પાઇ અને તેમને સાજાં કર્યા.

ઉદયપુરનાં મહારાણી ઝમકુબાઇ પણ મહારાજનાં આવાં જ એકાંતિક ભક્ત હતાં. શ્રીજી મહારાજના મહિમાની વાતો સાંભળી, મહારાજ પાસે જ રહેવાની ઇચ્છા થઇ. એક દિવસ રાતોરાત રાજમહેલના વૈભવનો ત્યાગ કરી, રસ્તામાં ઘણું દુઃખ સહન કરી, સીધાં મહારાજ પાસે ગઢડા પહોંચી ગયાં. તેમનો આવો વૈરાગ્ય જોઇ મહારાજે તેમને થોડો વખત ગઢડામાં રહેવાની રજા આપી હતી. પછી તેમને લાધીબાઇ સાથે રહેવા ભુજ મોકલી આપ્યાં હતાં. મોટી ઉંમર અને રાજરાણી હોવાથી સૌ તેમને આદરથી માતાજી કહેતાં. આમ ઘણા વરસો સુધી માતાજી અને લાધીબાઇ સાથે રહી મહારાજનાં ભજન કીર્તન કર્યા.

એક દિવસ અચાનક લાધીબાઇએ ભગવાનના ધામમાં જવાનો નિશ્ચય કર્યો. આ વિચાર તેમણે માતાજી સમક્ષ રજૂ કર્યો. 'માતાજી, મારે હવે આ શરીર છોડી મહારાજના અક્ષરધામમાં જવું છે.' માતાજી કહે,'પણ મને તો મહારાજે તમારે આશરે રાખેલી છે. મને અહીં એકલાં મૂકીને જશો?' ત્યારે લાધીબાઇ કહે, 'તમે પણ ચાલો મારી સાથે. જેમ અહીં સાથે બેસીને ભક્તિ કરતાં તેમ અક્ષરધામમાં સાથે રહીને ભગવાનની સેવા ભક્તિ કરીશું.' માતાજી પણ લાધીબાઇ સાથે ભગવાનના ધામમાં જવા તૈયાર થઇ ગયાં.

મનમાં ભગવાનના ધામમાં જવાની ઇચ્છા કરી 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ'નો મહામંત્ર જપતાં જપતાં બન્ને જણ શાંતિથી સૂઇ ગયાં. સૂતાં એવાં કે છેક અક્ષરધામમાં જઇને ઊઠયાં. બીજે દિવસે બન્નેનો અગ્નિસંસ્કાર સાથે જ કરવામાં આવ્યો. આખાય દેશમાં આ વાત ફેલાઇ ગઈ. સૌને ખાતરી થઇ કે શ્રી સ્વામિનારાયણ ભગવાન તો મહા સમર્થ છે જ, પણ ભગવાનના ભકતો પણ એવા જ સમર્થ છે.

શ્રીજી મહારાજે વચનામૃતમાં લાધીબાઇ અને માતાજીના ત્યાગ અને વૈરાગ્યના વખાણ કર્યા છે. અને તેમનું દ્દષ્ટાંત આપી કહ્યું છે કે જેને ભગવાનનો નિશ્ચય હોય તે ભગવાનના વચનમાં ફેર પાડે નહીં અને જેમ કહે તેમ કરે.

મહારાજ લાધીબાઇને ઘેર પધારતા ત્યારે જે ઓરડામાં રહેતા તેને અક્ષરઓરડી કહે છે. આજે પણ એ ઓરડી જેમની તેમ મોજુદ છે. એ ઓરડીમાં હાલે મહારાજના ચરણાર્વિંદ પધરાવેલાં છે. અને તેની નીચે એક લેખ કોતરેલો છે, જેમાં લખ્યું છે,' સંવત ૧૮૮૮ સુધી શ્રીજી મહારાજ ભુજમાં રહ્યા તેટલા દિવસ નિત્ય અહીં જમવા પધારતા. અન્નકૂટનો ઉત્સવ પણ અહીં કરેલ છે. લાધીબાઇ અને માતાજી સાથે જ દેહત્યાગ કરી અક્ષરધામમાં ગયાં હતાં'

આમ લાધીબાઇનું ઘર તીર્થસ્થળ બની ગયું છે.

## સ્વાધ્યાય

આજ્ઞા લોપવાનો મનમાં વિચાર ન આવે.
આજ્ઞા લોપવાનો મનમાં વિચારેય ન આવે.
બીજા વાકય માં 'ય' વાપરી વિચાર ઉપર ભાર મૂકયો છે કે એવો વિચાર પણ ન આવે
'કોઇનું ઘર માંડવું' એટલે 'કોઇ સાથે લગ્ન કરવાં'

૧. લાધીબાઇ કોનાં ભક્ત હતાં?
૨. લાધીબાઇએ કોનું ઘર માંડયું?
૩. લાધીબાઇની કોણે અને કેટલા દિવસ સેવા કરી?
૪. શ્રીજી મહારાજે લાધીબાઇ અને માતાજીની કયા શાસ્ત્રમાં વખાણ કર્યા છે?
૫. નીચેનાં વાક્યોમાં ખાલી જગ્યા પૂરો.
  ૧. _________ ભકત એટલે હમેશા ભગવાનના જ વિચારો મનમાં રાખે.
  ૨. _________ મહારાણી ઝમકુબાઇ પણ મહારાજનાં એકાંતિક ભકત હતાં.
  ૩. મહારાજ લાધીબાઇને ઘેર પધારતા ત્યારે જે ઓરડીમાં રહેતા તેને _________ કહે છે.
૬. નીચેના વાકયો જોડો.

| અ | બ |
|---|---|
| મહારાજે લાધીબાઇને ખીર પાઇ કારણ કે | લાધીબાઇની પરીક્ષા કરવી હતી |
| મહારાજે લાધીબાઇને બેડું ભરી લાવવા કહ્યું કારણ કે | તેમને મહારાજ પાસે જવું હતું |
| અહીં જેમ સાથે તેમ | મહારાજ તેમની ઉપર રાજી હતા |
| ઝમકુબાઇએ રાજવૈભવનો ત્યાગ કર્યો કારણ કે | અક્ષરધામમાં પણ સાથે |

# અહીંના તથા ભારતના હવામાનની સરખામણી

યુ. કે. માં ચાર ઋતુઓ આવે છે. વસંત, ઉનાળો, પાનખર તથા શિયાળો. ઋતુઓ અને તેના મહિનાઓ આ પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| Spring | વસંત |  | માર્ચ, એપ્રિલ, મે |
| Summer | ઉનાળો |  | જૂન, જૂલાઇ, ઓગષ્ટ |
| Autumn | પાનખર |  | સપ્ટેમ્બર, ઓક્ટોબર, નવેમ્બર |
| Winter | શિયાળો |  | ડિસેમ્બર, જાન્યુઆરી, ફેબ્રુઆરી |



શિયાળાની સખત ઠંડી બાદ વસંત ઋતુ આવે છે. વસંતને ઋતુઓનો રાજા કહેવામાં આવે છે. સૂકાઇ ગયેલા ઝાડોને નવી કૂંપળો ફુટે છે. ઝાડ ઉપર સુંદર રંગબેરંગી ફૂલો



બેસે છે. દિવસો લાંબા અને ગરમ થવા માંડે છે. વસંત પંચમી – શિક્ષાપત્રી જયંતી, શિવરાત્રી, હોળી અને રામનવમી – સ્વામિનારાયણ જયંતિ જેવા તહેવારો વસંત ઋતુમાં આવે છે.



વસંત ઋતુમાં ખીલેલાં ફૂલો ઉનાળામાં ફળોમાં પરિણામે છે. દિવસો લાંબા અને રાત્રિઓ ટૂંકી બને છે. વાતાવરણમાં ગરમી વરતાય છે. ગુરુપૂર્ણિમા, જન્માષ્ટમી જેવા તહેવારો ઉનાળામાં આવે છે.



સામે આવતા શિયાળાની ઠંડીથી બચવા ઝાડો પોતાના પાંદડા ખેરવી નાંખે છે. સામાન્ય રીતે આ ઋતુમાં પવન ઘણો વાય છે. દિવસો પાછા ટૂંકા થવા માંડે છે અને ઠંડીનું વાતાવરણ ફેલાવા માંડે છે. નવરાત્રિ, દિવાળી, બેસતું વરસ, ભાઇબીજ વગેરે અગત્યના તહેવારો પાનખર ઋતુમાં આવે છે.



શિયાળામાં ઝાડપાન આરામ કરે છે. ઝાડપાન સાથે ઘણા પ્રાણીઓ પણ પોતાનું જીવન સંકોચી આરામ કરે છે. દિવસો બિલકુલ ટૂંકા અને રાતો ઘણી લાંબી થાય છે. બરફ પડે એટલે ઠંડી વાય છે. આવી ઠંડી ઋતુમાં તહેવાર પણ આવતા નથી.

અહીંના અને ભારતના હવામાનમાં ફરક છે. ભારતમાં ત્રણ ઋતુઓ આવે છે. શિયાળો, ઉનાળો અને ચોમાસું. યુ. કે.માં બારે મહિના વરસાદ પડે છે પણ ભારતમાં મોટે ભાગે ચોમાસાના ચાર મહિનામાં જ વરસાદ પડે છે. ભારત બહુ વિશાળ દેશ છે એટલે હવામાનમાં પણ ઘણો તફાવત જોવા મળેછે. પશ્ચિમ ભારતમાં આવેલા રાજસ્થાન અને કચ્છ વિસ્તારમાં નહિવત્ વરસાદ વરસે છે જ્યારે ઉત્તરપૂર્વિય (north-eastern) ભારતના આસામ રાજ્યમાં ચોમાસામાં દુનિયામાં સૌથી વધુ વરસાદ વરસે છે. યુ.કે.માં આખા વરસમાં જેટલો વરસાદ વરસે છે તેનાથી ચાર ગણો વરસાદ આસામમાં માત્ર એક જૂલાઇ મહિનામાં વરસે છે. વરસાદના અભાવથી રણ વિસ્તારમાં મોટી નદીઓ નથી વહેતી, પણ જ્યાં સારો વરસાદ પડે છે એવા ગુજરાતમાં સાબરમતી, નર્મદા અને તાપી જેવી મોટી નદીઓ વહે છે. દક્ષિણ ભારતના તામિલનાડુ અને કેરાલા રાજ્યમાં બારે મહિના સખત ગરમી પડે છે જ્યારે હિમાલયની તળેટીમાં આવેલા કાશ્મીર અને હિમાચલ પ્રદેશમાં શિયાળામાં યુ.કે. જેટલી જ ઠંડી પડે છે. અને યુ.કે.ની જેમ જ ઝાડ ઉપરથી પાંદડાં ખરી જાય છે. ઘણા ઊંચાણવાળા ડુંગરાળ ભાગમાં તો ઉનાળામાં બરફ છવાયેલો રહે છે. દક્ષિણ અને મધ્ય ભારતમાં આવેલી મોટી મોટી નદીઓમાં પણ ઉનાળામાં પાણી સુકાઇ જાય છે જ્યારે હિમાલયમાંથી વહેતી ગંગા, જમુના, બ્રહ્મપુત્રા જેવી નદીઓમાં બે વખત પૂર આવે છે. એક વખત ચોમાસામાં વરસાદ આવે ત્યારે અને બીજી વખત ઉનાળાના તાપથી હિમાલયનો બરફ ઓગળે ત્યારે.

આમ ભારત બહુ વિશાળ દેશ હોવાથી એક જ ઋતુમાં દેશના જૂદા જૂદા ભાગમાં હવામાનમાં ઘણો તફાવત જોવા મળે છે.

## સ્વાધ્યાય

૧. ભારતમાં આવતી ત્રણ ઋતુઓનાં નામ લખો.

૨. કચ્છમાં મોટી નદીઓ કેમ નથી?

૩. ગંગા નદીમાં બે વખત પૂર કેમ આવે છે?

૪. કૌંસમાંથી સાચો શબ્દ પસંદ કરી ખાલી જગ્યા પૂરો.

| | |
|---|---|
| ________ ઋતુમાં જાતજાતનાં ફૂલો ખીલે છે. | (ઉનાળો, પાનખર, વસંત) |
| વસંત ઋતુમાં ______નો તહેવાર આવે છે. | (હોળી, દિવાળી, નવરાત્રી) |
| ભારતના ______ વિસ્તારમાં ખૂબ ઓછો વરસાદ પડે છે. | (આસામ, પંજાબ, કચ્છ) |
| ______ નદી ગુજરાતમાં વહે છે. | (ગંગા, તાપી, જમના) |
| ______ નદી હિમાલયમાંથી નીકળે છે. | (નર્મદા, સાબરમતી, બ્રહ્મપુત્રા) |
| ભારતમાં ______ ઋતુઓ આવે છે. | (બે, ત્રણ, ચાર) |

## ઘરકામ

**તમે નીચેની જાહેરાત વાંચો છો.**

**ઉનાળાની રજાઓમાં તમારાં બાળકો શું કરશે?**
**તેમની દેખભાળ અમે બાળ પ્રવૃત્તિ કેન્દ્રમાં કરશું.**
**(ફક્ત ૫ થી ૧૩ વર્ષના બાળકો માટે)**
**અમે નીચે પ્રમાણેની ખાસ સેવાઓ આપીશું**
૧. ખાસ તાલીમ પામેલા શિક્ષકોની દેખરેખ હેઠળ રમતગમત.
૨. દરેક પ્રવૃત્તિ માટે યોગ્ય સાધનો ઉપલબ્ધ.
૩. ચિત્રકામ અને સંગીતની સારી તાલીમ.
૪. અઠવાડિયામાં એક વાર બાગ કે નદીકિનારે ઉજાણી.
સમય: સોમવાર થી શુક્રવાર : સવારના ૯-૦૦ થી સાંજના ૫-૩૦
તા. ૨જી ઓગષ્ટથી ૨૮મી ઓગષ્ટ.
અઠવાડિયાના બાળક દીઠ ફક્ત ૨૦ પાઉન્ડ
**વધુ વિગત માટે આજે જ ફોન કરો: ૦૮૦૦ ૧૦૦૧૦૦**

નીચેનાં વાકયોમાંથી કયાં વાકયો સાચાં છે તે જણાવો.

૧. આ બાલમંદિર પાંચ વરસનાં બાળકો માટે છે.
૨. આ પ્રવૃત્તિ પાંચથી તેર વરસનાં બાળકો માટે છે.
૩. અઠવાડિયાનો બાળક દીઠ ખર્ચ પંદર પાઉન્ડ છે.
૪. ઉજાણી દરરોજ યોજાય છે.
૫. રમતોની તાલીમ મળશે.
૬. ચિત્રકામના વર્ગો યોજાય છે.
૭. રસોઇકામ શીખડાવવામાં આવશે.
૮. માબાપો પણ હાજરી આપી શકશે.
૯. આ કેન્દ્ર સવારે સાડા નવ વાગ્યે ખુલશે.
૧૦. આ કેન્દ્ર સાંજે સાડા પાંચ વાગ્યે બંધ થશે.

# લપલપિયો કાચબો



એક ગામની બહાર એક તળાવ હતું. તળાવને કિનારે બે ડુંગર હતા. તળાવને કિનારે ઘણા ઝાડ પણ હતાં. એક તો તળાવનું પાણી અને ઉપરથી ઝાડનો છાંયો, એટલે તળાવકિનારે સરસ મજાની ઠંડક રહેતી. આવી સુંદર જગ્યા પર ગામના ઘણા માણસો આવીને બેસતા. રસ્તે ચાલતા જતા લોકો પણ પોતાનો થાક ઉતારવા તળાવકિનારે બેસતા. ઝાડમાં જાતજાતનાં પંખીઓ રહે. આખો દિવસ આમથી તેમ ઉડયા કરે અને રાત પડે એટલે પાછાં ઝાડમાં આવીને સૂઈ જાય. તરસ લાગે ત્યારે તળાવનું મીઠું પાણી પીએ. તળાવમાં માછલાં, કાચબા, દેડકાં વગેરે જળચર રહે. પણ એક કાચબો બહુ બોલકો. આખો દિવસ વાતો કર્યા કરે. ગામના કે રસ્તે જતાં જે કોઇ તળાવકિનારે બેસે તેની સાથે વાતો કરવા મંડી જાય. અલકમલકની વાતો કરે.

એક વખત માનસરોવરના બે હંસ ઉડતા ઉડતા તળાવ પાસે આવ્યા. તળાવનું અને તળાવની આજુબાજુનું સુંદર વાતાવરણ જોઈ તેમણે અહીં રોકાવાનું નક્કી કર્યુ. હંસ એવા રૂપાળા કે કોઇને પણ જોતાની સાથે જ ગમી જાય. તળાવના દેડકાઓને આ બન્ને હંસ ગમી ગયા. તળાવની માછલીઓને પણ આ હંસ ગમી ગયા. અને પેલા કાચબાની તો વાત જ શું કહેવી! એને તો હંસ બધાથી વધારે ગમ્યા. કાચબાને તો વાતો કરનાર જોઇએ. કાચબાની અને હંસની દોસ્તી થઇ. નવા આવેલા હંસ સાથે અલકમલકની વાતો કરે. કાચબો વાતો કરે અને હંસો સાંભળ્યા કરે. આખો દિવસ કાચબો અને માનસરોવરના બે હંસો સાથે જ ફર્યા કરે.

આમ કરતાં ઘણા દિવસો વીતી ગયા.  ચોમાસાના દિવસો આવ્યા. આકાશમાં વાદળાં ઘેરાવા લાગ્યાં. વાદળાં ગડગડવા લાગ્યાં. વાદળાંમાંથી કયારેક વીજળી  પણ થવા લાગી. ખૂબ જોરથી વરસાદ પડવા માંડયો. મૂશળધાર વરસાદ પડયો. ચારે બાજુ પાણી પાણી થઇ ગયું. તળાવ પાણીથી છલોછલ ભરાઇ ગયું.

માનસરોવરના હંસો વિચાર કરે કે આપણે ઘણા દિવસો અહીં રોકાયા. હવે આપણે પાછું જવું જોઈએ. હંસોએ એમના દોસ્ત કાચબાને પોતાની ઇચ્છા જણાવી. કાચબો કહે, ‘મને પણ સાથે

લેતા જાઓ. મને પણ માનસરોવર જોવાની ઇચ્છા છે. હું તમારી સાથે આવીશ અને માનસરોવરના પાણીમાં રહીશ, અને આપણી દોસ્તી પણ કાયમ રહેશે.'

હંસોએ કાચબાને સમજાવતાં કહ્યું, 'પણ તું અમારી સાથે કેવી રીતે આવી શકે? અમે આકાશમાં ઊડતા જઇએ. તું ઊડી ન શકે તો અમારી સાથે કેવી રીતે આવી શકે?' પણ કાચબાએ તો હઠ લીધી. 'મને ગમે તેમ કરીને પણ સાથે લઇ જાઓ.'

હંસો વિચાર કરે કે હવે શું કરવું? એક હંસને એક યુક્તિ સૂઝી. એણે કાચબાને વાત કરી, 'જો, એક ઉપાય છે. એક લાકડી લઈએ. અમે બે જણા એ લાકડીને છેડેથી પકડીએ. તું એ લાકડીને વચમાંથી પકડજે. અમે ઊડીએ એટલે લાકડી સાથે તું પણ ઊડીશ. પણ એક વાતનું ધ્યાન રાખજે. ઊડતાં ઊડતાં વાતો કરવા નહીં મળે. આખાય રસ્તે તારે મૂંગા રહેવું પડશે.'

કાચબો રાજી થઇ ગયો. માનસરોવર જવા મળતું હોય તો થોડો વખત મૂંગા રહેવામાં શું વાંધો છે? યુક્તિ અમલમાં મૂકી. હંસો સાથે કાચબો પણ ઊડવા લાગ્યો. હંસો તો ઊંચે ને ઊંચે ઉડવા લાગ્યા. કાચબો નીચે જુએ તો મોટા મોટા ડુંગરો પણ નાના લાગે. તળાવ તો સાવ ખાબોચિયા જેવા લાગે. ગામનાં ઘર તો સાવ ટચૂકડાં લાગે. અને માણસો તો દેખાય જ નહીં. કાચબો તો નવાઇ પામીને આ બધું જોતો જ રહ્યો. મનમાં ખૂબ જ આનંદ પામવા લાગ્યો. નવાઇમાં અને નવાઇમાં પોતે ભૂલી ગયો કે તે કયાં છે. અને મોઢામાંથી ઉદ્‌ગાર નીકળી ગયો, 'ઓહોહો!'

બસ! જેવું મોં ખોલ્યું કે મોઢામાંથી લાકડી છૂટી ગઇ અને કાચબાભાઇ આકાશમાંથી નીચે પડયા. ભગવાનની દયાથી કાચબો સીધો જઇને એક તળાવમાં પડયો. જીવતો બચી ગયો પણ માનસરોવર જોવાની ઇચ્છા મનમાં જ રહી ગઇ.

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| વાતાવરણ | = | Surroundings, Environment |
| ખાબોચિયું | = | Puddle |
| ટચૂકડું | = | ખૂબ નાનું, Very small, Tiny |

## સ્વાધ્યાય

૧. કાચબાને કોની સાથે દોસ્તી થઇ?

૨. કાચબો લપલપિયો કેમ કહેવાયો?

૩. હંસો કયાંથી આવ્યા હતા?

૪. કાચબાને કયાં જવાની ઇચ્છા થઇ?

૫. હંસોએ કાચબાને સાથે લઇ જવા શું યુક્તિ કરી?

૬. નીચેના વાક્યોમાં ખાલી જગ્યા પૂરો.

ક. હંસો _________ના રહેવાસી હતા.

ખ. કાચબો ________માં પડયો એટલે એને ઈજા ન થઈ.

ગ. કાચબાને આખે રસ્તે _______ રહેવાનું હતું.

# ઘરનો ધણી



શ્રીજી મહારાજના સમયમાં ઉકા ખાચર કરીને એક ગરાસદાર હતા. ગરાસદાર એટલે નાનકડાં બે-ત્રણ ગામનો રાજા. એ બે-ત્રણ ગામનાં માણસો પોતાની કમાણીમાંથી રાજાને ભાગ આપે. જેને આપણે ટેક્ષ કહીએ. આ આવકમાંથી ગરાસદાર પોતાનું ગુજરાન ચલાવે. પોતાને કાંઇ કામ કરવાનું નહિ, સીધી મહેનત વગરની કમાણી. એટલે દુનિયામાં જેટલાં વ્યસન હોય તે બધાં જીવનમાં આવે. આમ ઉકા ખાચર દારૂ પીએ, માંસ ખાય, બીડી પીવે. પૈસા ખુટે તો ચોરી લૂંટફાટેય કરે.

આવા પાપી માણસને શ્રીજી મહારાજનો યોગ થયો. મહારાજની સાચી ઓળખાણ થઇ. ઉકા ખાચરની પાપભરેલી જીંદગી સાવ બદલાઇ ગઇ. હાથમાં દારૂ-બીડીની જગ્યાએ માળા આવી. મોઢામાં ગાળોની જગ્યાએ સ્વામિનારાયણ એવું નામ બોલાવા લાગ્યું. વ્યસનો બધાં છૂટી ગયાં અને ભગવાન અને ભગવાનના સંતોની સેવા કરતો થઇ ગયો.

ઉકા ખાચર ભક્ત તો બન્યા પણ હજી એકાંતિકિ ભક્તિ ન આવી. એટલે જોઇએ એટલી મનમાં શાંતિ નથી. ભજન કરે, માળા ફેરવે, સેવા કરે, છતાં મનમાં અશાંતિ! તેણે શ્રીજી મહારાજના ચરણમાં માથું મૂકયું, ‘મહારાજ, હજી વધારે દયા કરો. મનમાં શાંતિ નથી. માળા-ભજન કરતાં કરતાં મન બીજે ભટકે છે.’

શ્રીજી મહારાજે સલાહ આપી, ‘સત્સંગમાં નીચી ટહેલ કરો. એ તમારી માળા અને એ જ તમારું તપ.’ નીચી ટહેલ એટલે નીચામાં નીચું કામ. સાફસફાઇનું કામ. બીજું કોઇ ન કરે તેવું કામ!

મહારાજની આજ્ઞા માથે ચડાવી ઉકા ખાચર સાફસફાઇનું નીચું કામ કરવા માંડયા. સંતો અને બહારગામના હરિભક્તોના ઉતારાની જગ્યાની સાફસૂફીનું કામ એમણે કોઇના પણ બતાવ્યા વગર ઉપાડી લીધું. અને કામ પણ હોંશભેર કરે. કોઇ પણ જાતની શરમ અને સંકોચ વગર કરે. સંતો ઊઠે તેનાથી વહેલા ઊઠી ઉતારાની આસપાસ ઝાડૂ વાળી નાંખે. નદીએ નહાવા જતાં સંતોને પગમાં કાંકરા ન વાગે એટલે રસ્તામાંથી કાંકરા વીણી નાંખે. સંતો ને હરિભક્તોને આરામથી ચાલતા જોઇ ઉકા ખાચરના મનમાં બહુ આનંદ થાય. સંતો સભામાં જાય ત્યારે તેમના ઓરડા વાળીને સાફ કરે અને પોતે પછીથી સભામાં જાય.

હવે મહારાજ વાતો કરે ત્યારે મન કયાંય બીજે જતું નથી. સૂવા જાય ત્યારે ભગવાન સિવાય બીજા કોઇ વિચારો આવતા નથી. મનમાં સદાય આનંદ અને શાંતિ રહે છે.

એક દિવસ સભામાં જવાના રસ્તા પર કોઇ કૂતરું બગાડી ગયેલું. સભાનો સમય થઇ ગયો હતો. કેટલાય હરિભક્તો એ રસ્તે થઇને ગયા. રસ્તા ઉપર બગડેલું જોઇને બોલતા જાય, ‘અહીં રસ્તામાં કૂતરાં બગાડી જાય છે તોય કોઇ સાફ કરતું નથી.’ પોતાને સભામાં મોડું થતું હોય એટલે કોઇ સાફ કરવા રોકાય નહીં. બાજુએ ખસીને ચાલે. શ્રીજી મહારાજની સભામાં જઇને બેસે.

મહારાજ તે દિવસે સભા મધ્યે વિરાજમાન હતા, પણ કથા ચાલુ કરાવતા નથી. સંતો પાસે કીર્તન પણ ગવડાવતા નથી. થોડી વારે બ્રહ્માનંદ સ્વામીએ સભા શરૂ કરવા માટે મહારાજ સામું જોયું પણ મહારાજ કહે, ‘ઘરના ધણી હજી આવ્યા નથી!’

બીજી બાજુ દરરોજના નિયમ મુજબ સાફસૂફી કરીને ઉકા ખાચરે સભામાં આવતાં કૂતરાએ બગાડેલું જોયું. જોયું કે તરત જ તેમણે મળ સાફ કરી નાખ્યો અને જગા ધોઇને સાફ કરી નાખી. પછી ફરી નાહીધોઇને સભામાં આવ્યા ત્યારે રોજના નિયમ કરતાં ઘણું મોડું થઇ ગયું હતું. સભામાં જગ્યા ઓછી હતી એટલે ઉકાભગત આવીને એક ખૂણે બેસી ગયા.

ત્યારે મહારાજે કહ્યું, 'ઘરના ધણી આવ્યા.' અને નિત્યાનંદ સ્વામીને કથા શરૂ કરવાની આજ્ઞા કરી. કથામાં બધા વિચાર કરે કે ગઢડાનો આ ગરાસ તો દાદા ખાચરનો છે. ગઢડા દાદાનું, દરબાર દાદાનો અને ઉકા ખાચર આ ઘરનો ધણી કેવી રીતે?

મહારાજ એમના મનની વાત જાણી ગયા. પ્રભુને થયું કે કથામાં કોઇ ધ્યાન આપતું નથી બધાને સવાલ થાય છે કે ઉકા ખાચરને ઘરના ધણી કેમ કહ્યા. કથા અડધેથી રોકીને બોલ્યા, 'જુઓ, ઘરની સાફસૂફીનું કામ કોનું? ઘરના માલિકનું કે મહેમાનનું? એ તો જેનું ઘર હોય તેને જ કરવું પડે. મહેમાનોને થોડું જ કહેવાય કે તમે સાફ કરો.' આમ કહી ઉકા ખાચર દરરોજ કેવા આનંદથી સાફસૂફીનું કામ કરતા, અને આજે સભામાં કેમ મોડું થયું તેની વાત કરી બોલ્યા, 'ઉકા ખાચરને સંતની સેવા કરવાનું જેવું વ્યસન પડયું છે તેવું સેવા કરવાનું જેને વ્યસન પડે અને તેવી સેવા કર્યા વગર એક ક્ષણ પણ ન ચાલે, એના અંતઃકરણની તમામ મલિન વાસનાઓનો નાશ થઇ જાય છે. માટે જ ઉકા ખાચર અમારા ઘરના ધણી.'

### સ્વાધ્યાય

૧. ઉકા ખાચર કોણ હતા?
૨. ઉકા ખાચરને શું શું વ્યસનો હતાં?
૩. ઉકા ખાચરને કોનો મેળાપ થયો?
૪. આ મેળાપથી ઉકા ખાચરમાં શું ફેરફાર થયા?
૫. ઉકા ખાચરે શાંતિ મેળવવા શું સેવા કરવા માંડી?
૬. ઘરનો ધણી કોને કહેવાય?

## ઘરકામ – ૧

મીનલની ડાયરીનું નીચેનું પાનું વાંચી પ્રશ્નોના જવાબ <u>અંગ્રેજીમાં</u> આપો.

આજે મુંબઇમાં મારો પહેલો દિવસ છે. આજે અમે એલિફન્ટાની ગુફાઓ જોવા ગયાં હતાં. મારા મનમાં એમ કે ગુફાઓ એટલે વાઘ, સિંહ વગેરે જંગલી પ્રાણીઓને રહેવાની જગ્યા. પણ આજે એલિફન્ટાની ગુફાઓ જોઇ ત્યારે મારો ખ્યાલ સાવ બદલાઇ ગયો.

એલિફન્ટાની ગુફાઓ મુંબઇથી તેર કિલોમીટર દૂર એક ટાપુ પર આવેલી છે. ગેટવે ઓફ ઇન્ડીયાથી હોડીમાં બેસીને જવું પડે. હાલકડોલક થતી હોડીમાં બેસવાનો અનેરો આનંદ છે. સાથે સાથે ઊછળતાં મોજાંથી બીક પણ લાગે. હોડીની સફર લગભગ અડધી કલાક ચાલે. દૂરથી આ ગુફાઓ હાથી જેવી વિશાળકાય લાગે છે એટલે કદાચ કોઇ અંગ્રેજે આ ગુફાનું નામ એલિફન્ટા પાડયું હશે. આજથી આશરે બારસો વરસ પહેલાં આખી ગુફા એક પહાડમાંથી કોતરીને બનાવી છે. બંદરથી ગુફાઓ ઘણી ઊંચી છે એટલે બસો પગથિયાં ચડીને ગુફામાં પ્રવેશ કરવાનો.

ગુફાની છત અને દીવાલો પર સરસ કોતરકામ કરેલું છે. ઘણી બધી મૂર્તિઓ પણ પથ્થરમાંથી કંડારી છે. એક ગુફામાં ભગવાન શંકરની બહુ જ મોટી મૂર્તિ પણ છે. બારસો વરસ પહેલાં કરેલું કોતરકામ આજે પણ નવા જેવું જ લાગે છે.

આ બધી ગુફાઓ જોતાં લગભગ ચાર કલાક લાગે પણ એટલો સમય કયાં નીકળી ગયો એ ખબર પણ ન પડી.

Where are Elephanta caves situated?
How long has Minal been living in Mumbai?
How old are Elephanta caves?
Mention four things that Minal thinks about caves.
Describe the boat journey to the island.
Whose idol does she mention in the caves?

# ઘરકામ - ૨

**નીચેની જાહેરાત વાંચીને તેની નીચેના સવાલોના જવાબ આપો.**

**વિકાસ કલબ**

**નાની મોટી તમામ ઉમરના સ્ત્રી-પુરુષો માટે અદ્યતન અને આરામદાયક સગવડો**

**રમતગમત**

**ટેબલ ટેનિસ, ટેનિસ, બેડમિંટન, સ્નૂકર, કાર્ડસ્, ચેસ તથા અંગ કસરત માટેના જરૂરી સાધનોથી સજ્જ અદ્યતન જીમ્નેઝિયમ.**

**તરવાનો હોજ**

**અનુભવી તરવૈયા માટે વિશાળ હોજ, બાળકો માટે અલાયદો નાનો હોજ, શિખાઉ તરવૈયા માટે તાલિમની ખાસ સગવડ અને દરરોજ સાંજના ૮ -૦૦ ૯ -૦૦ ફક્ત બહેનો માટે અલાયદી સગવડ.**

**બાલવાડી**

**યોગ્ય તાલીમ પામેલા શિક્ષકોની દેખરેખ હેઠળ ૩ થી ૧૦ વર્ષના બાળકોની સંભાળ રાખવાની સગવડ. આપ શાંતિથી તરવાની કે કસરતની પ્રવૃતિ કરો અને આપના બાળકોની દેખરેખ અમે કરીશું.**

**ભોજનાલય**

**વાતાનુકુલિત હોલમાં સુંદર જમવાની સગવડ. ગુજરાતી, દક્ષિણ ભારતીય કે ચાઈનીઝ શુદ્ધ શાકાહારી વાનગીઓ મળશે.**

**સ્ત્રીઓ માટે અલગ શૃંગારકેન્દ્ર (Beauty Parlour)**

**નીચેનામાંથી સાચા વાક્યો સામે ( √ ) કરો.**

**૧. આ જાહેરખબર ભોજનાલયની છે.**
**૨. આ કલબ માત્ર બાળકો માટે છે.**
**૩. રમતગમતના સાધનો સભ્યોએ સાથે લાવવાના રહેશે.**
**૪. તરવાનું શીખવા માટે પૂરતી સગવડ છે.**
**૫. દસ વરસથી ઉપરના બાળકોની સંભાળ તાલીમ પામેલા શિક્ષકો રાખશે.**
**૬. ભોજનાલયમાં માંસાહારી ભોજન મળી શકશે.**
**૭. ૩ થી ૧૦ વરસના બાળકો માટે કસરતની સગવડ છે.**
**૮. ભોજનાલયમાં પંજાબી વાનગીઓ મળી શકશે.**
**૯. બહેનોને શૃંગારની તાલીમ મળી શકશે.**

# સાચી હજ

ઇરાકના બગદાદ શહેરમાં શેખ અબદુલ્લા નામે એક ગરીબ મુસલમાન રહેતા હતા. ઘણા વરસોથી તેમને મક્કાની હજ કરવાની ઇચ્છા થતી હતી. પણ દર વરસે કોઇને કોઇ મુશ્કેલી આવે એટલે તેઓ હજ કરવા જઇ શકતા નહીં. છતાં હજ કરવાનાં સ્વપનાં જરૂર જોતા.

એક રાતે તેઓ સૂતા હતા, તેવામાં ઘરની પાછળથી વાતચીત સંભળાઇ. બરાબર સાંભળવા તેમણે કાન સરવા કર્યા તો કોઇ બે માણસ વાતો કરતા હતા.

એક જણ બીજાને પૂછતો હતો, 'દર વરસે લાખો માણસો હજ કરવા જાય છે. તેમને હજનું પુણ્ય મળતું હશે? ખુદા શું એ સૌની પ્રાર્થના સ્વીકારતા હશે?' બીજાએ કહ્યું, 'ના, બધાની પ્રાર્થના તો ન સ્વીકારે. જીંદગીમાં જેમણે સારાં કામો કર્યા હોય તેમની પ્રાર્થના ખુદા જરૂર સ્વીકારે. હજનું પુણ્ય કોઇ નસીબદારને મળે ખરું અને આ વરસે તો ખુદાએ હજનું પુણ્ય અબુ નામના એક મોચીને આપ્યું છે. અને તે પણ એવો મોચી કે જે હજ કરવા પણ નહોતો ગયો.' પહેલા માણસને ખૂબ નવાઇ લાગી. 'હજ કર્યા વગર હજનું પુણ્ય મળે તે કેવી રીતે! એ મોચી કોણ છે? બીજા માણસે જવાબ આપ્યો, 'એ મોચી દમાસ્કસમાં રહે છે. ખુદાની રીત આપણા જેવા પામર માણસોથી સમજાતી નથી.'

શેખ અબદુલ્લાએ બારી બહાર જોયું પણ કોઇ દેખાયું નહીં. બે જણની વાતો તો અટકી ગઇ પણ અબદુલ્લાની ઊંઘ ઉડી ગઇ. બહાર કોઇ માણસ ન હતું તો આ કોઇ ફરિસ્તા બોલતા હતા? તેમને કેમ ખબર પડી કે હજનું પુણ્ય અબુને મળ્યું છે? વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. આખરે એમણે સવારે દમાસ્કસ જઇ અબુને મળવાનું નક્કી કર્યુ ત્યારે મનમાં શાંતિ થઇ અને ઊંઘ આવી.

બીજા દિવસે શેખ અબદુલ્લા પહોંચ્યા દમાસ્કસ. પૂછતાં પૂછતાં અબુના ઘેર પણ પહોંચી આવ્યા. પણ ઘરમાં કોઇ હતું નહીં. પાડોશીને પૂછતાં ખબર પડી કે બાજુમાં રહેતા કોઇ બિમાર છોકરાની દવા લેવા બહાર ગયો છે.

થોડી વાર રાહ જોયા પછી અબુ આવ્યો. અબુનો પહેરવેશ જોઇને અબદુલ્લાને નવાઇ લાગી. સાવ ફાટેલાં તૂટેલાં કપડાં પહેર્યા હતાં. પોતા કરતાં પણ ગરીબ દેખાતો હતો. ગઇ કાલની વાત પછી યાદ આવી ગઇ. આવા માણસને ખુદાએ હજનું પુણ્ય કેમ આપ્યું હશે? અબુએ આવીને શેખની મહેમાનગીરી કરી.

બપોરે જમવાનો સમય થયો હતો એટલે અબુએ શેખ માટે રસોઇ બનાવી બન્ને જણા સાથે જમવા બેઠા. હજી પહેલો કોળિયો પણ નહોતો ભર્યો ત્યાં એક ભિખારી ભીખ માગવા આવ્યો. શેખ અબદુલ્લાને આ ન ગમ્યું, પણ અબુએ ઊઠીને ભિખારીને પોતાની બાજુમાં બેસાડતાં કહ્યું, 'ભાઇ, બેસ. ખુદાએ મને જે આપ્યું છે તેમાં તારો પણ ભાગ હશે! આ રસોઇમાંથી તારો ભાગ લેવા જ ખુદાએ તને અત્યારે અહીં મોકલ્યો હશે.' અબુએ ભિખારીને પ્રેમથી જમાડયો.

જમ્યા પછી અબુએ શેખને એમનું અહીં આવવાનું કારણ પૂછ્યું. શેખ અબદુલ્લાએ ગઇ રાતે પોતે જે સાંભળ્યું હતું તે જણાવ્યું અને પોતે મનની શાંતિ માટે અબુની તપાસ કરવા આવ્યા છે તે પણ જણાવ્યું. અબુ કહે, 'ખુદાની વાતની તો મને ખબર નથી, પણ આ વરસે હું હજ કરવા જવાનો હતો તેની મને ખબર છે. મેં પૈસાની તમામ વ્યવસ્થા કરી રાખી હતી. હજ પર નીકળવાના આગલે દિવસે મને ખબર પડી કે બાજુમાં રહેતો એક છોકરો બહુ બિમાર છે. તેનો બાપ મારા કરતાં પણ ગરીબ છે. ખાવાનું નથી એવી હાલતમાં આ છોકરાની દવા કેમ કરાવી શકે? મને આ નાના છોકરા પર દયા આવી ગઇ. હજ માટે એકઠાં કરેલા પૈસા છોકરાની સારવાર કરાવવા મેં તેના બાપને આપી દીધા. ખુદાનો એટલો ઉપકાર કે હું તેમને કાંઇક કામ આવી શક્યો.'

આ વાત સાંભળી શેખની આંખમાં આંસુ આવી ગયાં. હવે તેમને સમજાયું કે ખુદાએ હજનું પુણ્ય અબુને શા માટે આપ્યું હતું. હજ માટે ભેગા કરેલા પૈસા એણે એક ગરીબ છોકરાની દવામાં વાપરી નાખ્યા અને પોતે હજનો લોભ અને લાભ જતાં કર્યા. જમતી વખતે ભિખારી આવ્યો, તો

**પોતાનું અડધું ભાણું એણે ભિખારીને આપ્યું. આ બધું કર્યું તે અભિમાન કે બીજા ને બતાવવા માટે નહીં, પણ પોતાની ફરજ સમજીને. અને પ્રેમથી! આવા જ માણસો ખુદાને ગમતા હોય છે.**

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| ફરિસ્તો | = | ખુદાના સંદેશવાહક, Angel |
| હજ | = | મક્કાની યાત્રા |

**માનવસેવા એ જ પ્રભુસેવા છે.**

**શ્રીજી મહારાજે પણ શિક્ષાપત્રીમાં કહ્યું છે કે ગરીબ અને રોગીની જીંદગીભર સેવા કરવી.**

## સ્વાધ્યાય

૧. અબદુલ્લા કયા શહેરમાં રહેતો હતો?
૨. અબદુલ્લાને કયાં જવાની ઇચ્છા હતી?
૩. ખુદાએ હજનું પુણ્ય કોને આપ્યું?
૪. હજ માટે ભેગા કરેલા પૈસા અબુએ કોને આપ્યા?
૫. અબુએ ભિખારી સાથે કેવું વર્તન કર્યું?
૬. અબુને મળવા માટે અબદુલ્લાએ શું કર્યું?
૭. અબુને જોઇને અબદુલ્લાને શું થયું?
૮. ભિખારી શા માટે આવ્યો હતો?
૯. ખુદાને કેવા માણસો ગમે છે?

## ઘરકામ

**તમે રજાઓમાં ભારતમાં તમારા ગામ ફરવા ગયા છો. નીચેની બાબતોનો સમાવેશ કરી, તમારી માતાને ગુજરાતીમાં પત્ર લખો. પત્ર આશરે ૧૦૦ શબ્દોનો હોવો જોઇએ.**

તમારી મુસાફરી કેવી રહી હતી?
**How was your journey?**
તમે કયારે પહોંચ્યા અને કોણ લેવા આવ્યું હતું?
**When did you reach there and who came to receive you?**
ત્યાંનું હવામાન કેવું છે?
**How is the weather there?**
ત્યાં તમે શું ખરીદી કરી?
**What shopping have you done there?**

# શબ્દોની ભૂલભૂલામણી

આપણે જ્યારે લખતાં વાંચતા હોઇએ ત્યારે સામાન્ય પણે "ર", "ડ" અને "ળ" વચ્ચે લખવામાં અને વાંચવામાં ભૂલો પડતી હોય છે. કયારેક આપણને ખબર નથી હોતી કે કઇ જોડણી સાચી છે. આ ભૂલો દૂર કરવા સરખા લાગતા શબ્દોની જોડણી અને તે શબ્દોના અર્થ નીચે જણાવેલ છે. આ શબ્દો, તેની જોડણી અને અર્થ પાકા કરી યાદ રાખવા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડીલ | = | શરીર | દિલ | = | મન |
| દીન | = | ગરીબ | દિન | = | દિવસ |
| કંથ | = | પતિ, ધણી | કંઠ | = | ગળું |
| પાણિ | = | હાથ | પાણી | = | પીવાનું પાણી |
| પ્રાણી | = | જનાવર | | | |
| ચિંતા | = | ફિકર, વ્યાધિ | ચિત્તા | = | શબ સળગાવવાનો લાકડાનો ઢગલો |
| જીદ | = | હઠ | જીત | = | વિજય, સફળતા |
| ચોખા | = | ભાત | ચોખ્ખા | = | સાફ, સ્વચ્છ |
| મંદ | = | ધીમો | મર્દ | = | હિંમતવાન પુરુષ, |
| મદ | = | અભિમાન | | | |
| માં | = | અંદર | મા | = | જન્મ આપે તે, મમ્મી |
| પુરી | = | ખાવાની પુરી | પૂરી | = | અધુરી નહી તે, આખી |
| વાત | = | વાર્તા, બોલીએ | વાટ | = | રાહ, પગરસ્તો |
| બુદ્ધિ | = | અક્કલ | બુઢ્ઢી | = | ઘરડી સ્ત્રી, ડોસી |
| રંગ | = | લાલ, પીળો | રગ | = | લોહીની નસ |
| શસ્ત્ર | = | લડવાનું સાધન | શાસ્ત્ર | = | ધાર્મિક પુસ્તક |
| જગ | = | દુનિયા, જગત | જંગ | = | લડાઇ, યુદ્ધ |
| પાડ | = | ઉપકાર, આભાર | પહાડ | = | ડુંગર, પર્વત |
| પાદ | = | પગ | | | |
| દાબો | = | દબાવવું | ડાબો | = | જમણો નહીં તે |
| પડી | = | પડી જવું | પરી | = | પાંખોવાળી (fairy) |
| ભાગો | = | દોડો | ભાંગો | = | તોડી નાખો |
| શૂર | = | જુસ્સો, તાન | સૂર | = | સ્વર, અવાજ, રાગ |
| સુર | = | દેવ | | | |
| માદા | = | સ્ત્રી, નારી જાત | માંદા | = | બિમાર |
| હોળી | = | એક તહેવાર | હોડી | = | વહાણ |
| બુઠ્ઠો | = | ધાર વગરનો | બુઢ્ઢો | = | ડોસો, ઘરડો પુરુષ |
| પત્તો | = | ખબર, માહિતી | પટ્ટો | = | કમર ઉપર બાંધવાનો |
| ડર | = | બીક | દર | = | સાપ,ઉંદર વગેરેને સહેવાનું |
| સૂળી | = | ફાંસી | સૂડી | = | સોપારી કાપવાનું સાધન |
| ગાડી | = | વાહન, કાર વગેરે | ગાંડી | = | પાગલ |
| ગૃહ | = | ઘર | ગ્રહ | = | પૃથ્વી, મંગળ (Planet) |
| સ્ત્રી | = | બાઇ, નારી | ઇસ્ત્રી | = | પાસી (Iron) |
| ગાળ | = | અપશબ્દ, (Swear) | ગાલ | = | મોઢાનો ભાગ |
| વાળ | = | માથાના વાળ | વાર | = | દિવસ |
| વાડ | = | દીવાલ | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| માસ | = | મહિનો | માંસ | = | (Meat) |
| મળવું | = | ભેગા થવું | મરવું | = | મરી જવું, (Die) |

**નીચેનાં વાકયો સુધારીને લખો.**

૧. હું માસીને ગરે મરવા જઇ હતી.
૨. લતા પગથિયાં ઉતરતાં પરી જી.
૩. મારી મમ્મી કને તન લાલ સારી છે.
૪. અમે સાકમાં મીથું નાંખી.
૫. મારા ગુજરાતની શિકાસક ઘજ હે.
૬. મને લાલ રંગ બૌ ઘજ લાગે છે.
૭. મારી બેનને બટાકાનું શાક બઉ ભાવે.
૮. મારા દાબા હાથનો અંગૂઠો દુખે રો.
૯. મારો નાનો ભાઇ રૂએ છે.
૧૦. મારી કને બે પગો છે.

## સ્વાધ્યાય

૧. અનાજ- પાણી, ફળ- ફુલ, છાલ- પાંદડાં વગેરે શબ્દોની જોડ આપણે વાંચી.
ઘણી વખત 'અને' ની જગ્યાએ બે શબ્દોની વચ્ચે ( - ) મૂકવામાં આવે છે. એનાથી શબ્દોનો અર્થ બદલાતો નથી. અહીં અનાજ અને પાણી, ફળ અને ફૂલ તથા છાલ અને પાંદડાં.

૨. ઘણી વખત બે વિરોધી શબ્દો વચ્ચે પણ આનો વપરાશ થાય છે. દા. ત. આવ-જા, ઊઠ-બેસ.
બે વિરોધી ક્રિયાઓ વારંવાર થતી હોય ત્યારે વાકયમાં આનો વપરાશ થાય છે.
મારા કામ ઉપર આખો દિવસ મારે ઊઠ-બેસ કરવી પડે છે.
કામ ઉપર ઊઠવા અને બેસવાની ક્રિયા વારંવાર કરવી પડે છે.
જિંદગીમાં સુખ- દુ:ખ તો આવ્યા જ કરતાં હોય છે.
જિંદગીમાં સુખ અને દુ:ખ બન્ને વારાફરતી આવતાં જ હોય છે.

૩. નીચેના શબ્દસમૂહો વાપરી વાકયો બનાવો.
ઝાડ-પન, દિવસ-રાત, આજ-કાલ, ઉપર-નીચે, હાથ-પગ,

૪. સોના જેવું એટલે કિંમતી.
કિંમતી કેવું ? તો 'સોના જેવું'. કોઇ એક વસ્તુની બીજી જુદી વસ્તુ સાથે સરખામણી કરીએ તેને 'ઉપમા' કહેવાય છે.
આ પથ્થરો હીરા જેવો કઠણ છે. હીરો બહુ કઠણ હોય છે એટલે પથ્થરની કઠણાઇની સરખામણી હીરા સાથે કરી. પથ્થરને હીરાની ઉપમા આપી.

૫. ઉપરના પ્રયોગને ધ્યાનમાં રાખીને નીચેના શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યા પૂરો.
મીઠું, સફેદ, મજબૂત, ખાટું

લોખંડ જેવું . . . . .
આંબલી જેવું . . . . .
મધ જેવું . . . . .
દૂધ જેવું . . . . .

# વાર્ષિક કેલેન્ડર

સામાન્ય રીતે વરસ એટલે પહેલી જાન્યુઆરીથી એકત્રીસમી ડિસેમ્બરનો સમય. કુલ ૩૬૫ દિવસ. તેમાં બાર મહિના આવે. છે. પણ આપણું હિંદુ કેલેન્ડર થોડું જુદું છે. ચાલો આજે આપણે આ બન્ને કેલેન્ડરો વિશે વધારે જાણીએ.

ઇંગ્લેન્ડમાં આપણે સામાન્ય રીતે જે કેલેન્ડર વાપરીએ છીએ તેને ગ્રેગેરીયન કેલેન્ડર કહેવાય છે. આ કેલેન્ડર સૂર્ય ઊપર આધારીત છે. પૃથ્વીને સૂરજની પરિભ્રમણા કરતાં જે સમય લાગે તે



આપણું એક વરસ. પણ પૃથ્વીને સૂર્યની પરિભ્રમણા કરતાં ૩૬૫ દિવસથી ૬ કલાક વધારે વાર લાગે છે. દર વરસે આવતો આ ૬ કલાકનો ફરક દર ચાર વરસે એક દિવસનો થાય છે. આપણું કેલેન્ડર સૂરજની ગતિથી પાછળ ન રહી જાય તે માટે દર ચાર વરસે, વરસમાં એક દિવસ ઉમેરવામાં આવે છે. આપણે આ વરસને લીપ વરસ કહીએ છીએ તે વર્ષમાં ફેબ્રુઆરી મહિનામાં ૨૯ દિવસ આવે છે.

આપણી ઋતુઓ પણ સૂર્ય ઉપર આધારિત છે. ઇંગ્લેન્ડમાં ચાર ઋતુઓ આવે છે. ઋતુઓ અને તેના મહિનાઓ આ પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| Spring | વસંત |  | માર્ચ, એપ્રિલ, મેં |
| Summer | ઊનાળો |  | જૂન, જૂલાઇ, ઓગષ્ટ |
| Autumn | પાનખર |  | સપ્ટેમ્બર, ઓક્ટોબર, નવેમ્બર |
| Winter | શિયાળો |  | ડીસેમ્બર, જાન્યુઆરી, ફેબ્રુઆરી |

આપણું હિંદુ કેલેન્ડર ચંદ્રની ગતિ ઉપર આધારિત છે. ચંદ્રને પૃથ્વીની પરિભ્રમણા કરતાં ૨૮ થી ૩૦ દિવસ લાગે. એ આપણો મહિનો. આ મહિનાના પહેલા (પડવાના) દિવસે ચંદ્ર પહેલી વાર દેખાય. પછીના પંદર દિવસ ચંદ્ર મોટો થતો જાય અને પંદરમા (પૂનમના) દિવસે ચંદ્ર પૂરેપૂરો મોટો થાય. આ પંદર દિવસના પખવાડિયાને સુદ કે શુકલ પક્ષ (અજવાળિયું) કહેવાય. પૂનમ પછી ચંદ્ર નાનકડો થતો જાય અને અમાસ ને દિવસે ચંદ્ર બિલકુલ ન દેખાય. આ પખવાડિયાને વદ કે કૃષ્ણ પક્ષ (અંધારિયું) કહેવાય. આમ આપણા મહિનામાં બે અગિયારસ–એકાદશી આવે છે. વરસમાં આવા બાર મહિના આવે. એટલે આપણું વરસ લગભગ ૩૬૦ દિવસનું થાય.

આપણા ધાર્મિક તહેવારો આપણા આ હિંદુ કેલેન્ડર ઉપરથી નક્કી કરવામાં આવે છે. પણ આપણને ખબર છે કે ઋતુઓ તો સૂરજની ગતિ ઉપર આધારિત છે. અને આપણા વરસમાં તો આખા ૬ દિવસ ઓછા થાય. પાંચ વરસમાં એક મહિનાનો ફરક પડી જાય. એટલે થોડા વરસોમાં આપણા તહેવારો જુદી જ ઋતુમાં આવવા માંડે.

મુસલમાનોનું કેલેન્ડર અને તેમના તહેવારો પણ ચંદ્ર ઉપર આધારિત છે. એટલા માટે તેમની ઇદ કે રમજાન દર વરસે એક જ ઋતુમાં નથી આવતાં.

પણ આપણા હિંદુ તહેવારો તો દર વર્ષે એક જ ઋતુમાં આવે છે.



જેમકે નવરાત્રિ અને દિવાળી દર વરસે પાનખર  ઋતુમાં જ આવે છે.

હોળી અને રામનવમી દર વરસે વસંત ઋતુમાં જ આવે છે.



ગુરુપૂર્ણિમા અને જન્માષ્ટમી દર વરસે ઉનાળામાં જ આવે છે. અને શિવરાત્રી હંમેશાં શિયાળામાં જ આવે છે.

ત્યારે આપણને જરૂર વિચાર આવે કે આમ કેમ? આનું સાચું કારણ આપણા પ્રાચીન ઋષિમુનિઓનું ખગોળશાસ્ત્ર (Astronomy) નું જ્ઞાન છે. એમને સૂર્ય અને ચંદ્રની ગતિ વિશે પૂરેપૂરું જ્ઞાન હતું. આપણા તહેવારો અને ઋતુઓ વચ્ચે સુમેળ જળવાઇ રહે તે માટે તેમણે અધિક માસની સગવડ ઊભી કરી છે. દર ચાર કે પાંચ વરસે આપણા હિંદુ કેલેન્ડરમાં એક મહિનો ઉમેરવામાં આવે છે. અને આ મહિનો પણ જ્યાં ત્યાં નહીં પણ એવી જગ્યાએ ઉમેરવામાં આવે છે કે આપણા તહેવારોનો ઋતુઓ સાથે બરાબર સુમેળ જળવાઇ રહે. આપણા માટે આ અધિક માસ ઘણો પવિત્ર ગણાય છે.

ભારતમાં યુ. કે.ની જેમ ચાર ઋતુઓ નથી આવતી પણ ત્રણ જ આવે છે. આ ઋતુઓ અને આપણા મહિનાઓ આ પ્રમાણે છે.



શિયાળો — કારતક, માગશર, પોષ, મહા



ઉનાળો — ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ



ચોમાસું — આષાઢ, શ્રાવણ, ભાદરવો, આસો

# આપણા તહેવારો

આપણે જાતજાતના તહેવારો ઉજવીએ છીએ, જેવાકે દિવાળી, હોળી, રામનવમી, રક્ષાબંધન વગેરે. દરેક તહેવારનો મહિમા જુદો હોય છે. સામાન્ય રીતે તહેવારોને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. ધાર્મિક, સામાજિક તથા રાષ્ટ્રીય. ઘણા તહેવારોને એક કરતાં વધારે વિભાગમાં પણ વહેંચી શકાય તેમ હોય છે. આજે આપણે આ ત્રણ પ્રકારના તહેવારો વિશે જાણીએ.

૧. <u>ધાર્મિક તહેવારો.</u>

જે તહેવારોની પાછળ મુખ્યત્વે ધાર્મિક ઉદ્દેશ હોય તેવા તહેવારો ધાર્મિક તહેવારો કહેવાય છે. આવા તહેવારોમાં મુખ્યત્વે ભગવાનના જન્મદિવસો આવે છે. જન્માષ્ટમીના દિવસે આપણે શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ દિવસ ઉજવીએ છીએ. રામનવમીના દિવસે આપણે શ્રી રામચંદ્ર ભગવાન તથા આપણા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનનો પ્રાગટય દિવસ ઉજવીએ છીએ. આપણા સંપ્રદાયના બધા મંદિરોમાં આ દિવસે ભગવાનના પ્રાગટયની આરતી બહુ ધામધુમથી ઉતારવામાં આવે છે. એકાદશી પણ એક ધાર્મિક તહેવાર જ છે. આ દિવસે શિક્ષાપત્રીની આજ્ઞા અનુસાર સૌ સત્સંગીઓ ઉપવાસ કરે છે. ગુરુપૂર્ણિમાના દિવસે આપણે આપણા ગુરુનું પૂજન કરીએ છીએ. અને આ જ દિવસે આપણા વિલ્સડન મંદિરનો પાટોત્સવ પણ ઉજવીએ છીએ. ભગવાન શ્રી રામ ચૌદ વરસના વનવાસ બાદ અયોધ્યા પાછા પધાર્યા તે દિવાળીના દિવસે આપણે ઘરોમાં દીવા પ્રગટાવીએ છીએ. અને ભગવાન પાછા પધાર્યા એની ખુશાલીમાં ફટાકડા ફોડી આનંદ વ્યકત કરીએ છીએ. શ્રી સ્વામિનારાયણ ભગવાને આપણને શંકર ભગવાનનો જન્મદિવસ – શિવરાત્રી, ગણેશજીનો જન્મદિવસ – ગણેશ ચોથ અને હનુમાન જયંતિ – ચૈત્ર સુદ પૂનમ વગેરે દિવસો પણ ધામધૂમથી ઉજવવાની આજ્ઞા કરી છે. ફાગણ સુદ પૂનમ એટલે હોળીના દિવસે ભગવાન નરસિંહ રૂપે પ્રગટ થઇ ભક્ત પ્રહલાદની રક્ષા કરી હતી. મહા સુદ પાંચમ એટલે વસંત પંચમીનો દિવસ એટલે શિક્ષાપત્રી જયંતિ. આ દિવસે આપણે શિક્ષાપત્રીનું વાંચન તથા પૂજન કરીએ છીએ.

૨. <u>સામાજિક તહેવારો.</u>

આવા તહેવારો દરેક સંપ્રદાયના માણસો ઉજવતા હોય છે. જોકે ઘણા સામાજિક તહેવારોની પાછળ ધાર્મિક ઇતિહાસ પણ રહેલો હોય છે. શ્રાવણ સુદ પૂનમના દિવસે આપણે રક્ષાબંધનનો તહેવાર ઉજવીએ છીએ. આ દિવસે બહેનો પોતાના ભાઇઓને રાખડી બાંધે છે. બદલામાં ભાઇ બહેનને ભેટ આપે છે અને બહેનના રક્ષણની જવાબદારી સ્વીકારે છે. કારતક સુદ પડવાનો દિવસ એટલે નવા વરસનો પહેલો દિવસ. આ દિવસે આપણે સૌ સગાસબંધીઓને મળીને નવા વરસની શુભેચ્છાઓ પાઠવીએ છીએ. આ દિવસે ભગવાન શ્રી રામનો રાજ્યભિષેક થયો હતો. ત્યારથી આપણે આ દિવસને વરસનો પહેલો દિવસ ગણીએ છીએ. આ દિવસે આપણે જુદીજુદી વાનગીઓના થાળ બનાવી ભગવાન આગળ ધરીએ છીએ. નવા વરસના બીજા દિવસે આપણે ભાઇબીજ ઉજવીએ છીએ. આ દિવસે બહેનો પોતાના ભાઇને પ્રેમપૂર્વક જમાડે છે. હોળીના બીજા દિવસે આપણે ધૂળેટી ઉજવીએ છીએ. આ દિવસે આપણે એક બીજા ઉપર રંગ ઉડાડી ખુશાલી વ્યકત કરીએ છીએ. આપણા સંપ્રદાયમાં આ દિવસ નરનારાયણ જયંતિ તરીકે પ્રખ્યાત છે. આ દિવસે ભગવાન શ્રી નરનારાયણ દેવને ફૂલના હિંડોળામાં ઝૂલાવવામાં આવે છે.

૩. <u>રાષ્ટ્રીય તહેવારો.</u>

દેશ – રાષ્ટ્ર સાથે સબંધ ધરાવતા તહેવારોને રાષ્ટ્રીય તહેવારો કહેવાય છે. પંદરમી ઓગષ્ટના દિવસે ભારત દેશ બ્રિટીશ સાશનમાંથી સ્વતંત્ર થયો હતો એટલે આપણે આ દિવસ સ્વતંત્રતા દિવસ તરીકે ઉજવીએ છીએ. છવ્વીસમી જાન્યુઆરીનો દિવસ ભારતના પ્રજાસત્તાકદિન તરીકે ઉજવાય છે. દેશની આઝાદી અને ઉન્નતિ માટે જે રાજકીય નેતાઓનો ફાળો અમૂલ્ય હોય તેવા નેતાઓના જન્મદિવસો પણ રાષ્ટ્રીય તહેવાર તરીકે ઉજવાય છે. જેમકે ભારતમાં બીજી ઓકટોબર ગાંધીજયંતિ અને ચૌદમી નવેમ્બર નહેરુજયંતિ તરીકે ઉજવાય છે.

યુ.કે.માં આપણે ધાર્મિક તહેવારોમાં ક્રીસમસ તથા ઇસ્ટર, સામાજિક તહેવારોમાં પહેલી જાન્યુઆરી તથા રાષ્ટ્રીય તહેવારોમાં રાણીનો જન્મદિવસ ઉજવીએ છીએ. અમેરિકામાં થેન્કસગીવીંગ દિવસ સામાજિક તહેવાર તરીકે અને ચોથી જુલાઇ સ્વતંત્રતા દિવસ તરીકે ઉજવાય છે.

## સ્વાધ્યાય

**બે સામસામા કોલમમાંથી જોડકાં બનાવો.**
**દાખલો ૧ – ઘ**

| | | | |
|---|---|---|---|
| ૧ | ધાર્મિક તહેવાર | ક | કારતક સુદ એકમ |
| ૨ | સામાજિક તહેવાર | ખ | પંદરમી ઓગષ્ટ |
| ૩ | રાષ્ટ્રિય તહેવાર | ગ | રામનવમી |
| ૪ | શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મદિવસ | ઘ | જન્માષ્ટમી |
| ૫ | નવું વરસ | ચ | રક્ષાબંધન |
| ૬ | ગાંધી જયંતિ | છ | વસંત પંચમી |
| ૭ | શિક્ષાપત્રી જયંતિ | જ | બીજી ઓક્ટોબર |

**એક શાકની દુકાનમાં આ પ્રમાણે ભાવ છે.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| રીંગણ | £2.50 per kg. | ગાજર | £0.45 per kg. | દ્રાક્ષ | £2.00 per kg. |
| ટમેટાં | £0.85 per kg. | કેળા | £1.50 per kg. | સફરજન | £1.20 per kg. |
| બટેટાં | £0.75 per kg. | | | | |

You buy following from this shop.
2 kg. aubergine, 1 kg, apples, 3 kg. Grapes, 2 kg bananas, 1 kg each of tomatoes, potatoes and carrots. How much would you pay in total?
Answer in Gujarati (words).

## ઘરકામ

**કૌંસમાં આપેલા ક્રિયાપદ (Verb)ને યોગ્ય જાતિ (Gender) અને કાળ (Tense) પ્રમાણે ફેરવીને ખાલી જગ્યામાં લખો. વાકયો બનાવતી વખતે કાળ અને જાતિ ધ્યાનમાં લેજો.**

૧. મને વાર્તા _________ ગમે છે. (સાંભળવું)
૨. દડો વાગતાં બારીનો કાચ ___________ ગયો. (તૂટવું)
૩. ખેડૂત આખો દિવસ કામ કરીને _______ ગયો. (થાકવું)
૪. બાએ રોટલો _________ અને મેં રોટલી ____________ . (ખાવું)
૫. ધોબી કપડાં _________ હતો અને ધોબણ કપડાં ___________ હતી. (ધોવું, સૂકવવું)
૬. જમી લીધા પછી મેં રસોડું _______ _____ . (સાફ કરવું)
૭. શહેર દૂર છે એટલે અમે વહેલા _______ . (નીકળવું)
૮. જગ્યા ગંદી હતી એટલે હું _____ _____ . (બિમાર થવું)

# ભગવાન શ્રીસ્વામિનારાયણ





શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મ છપૈયામાં સંવત્ ૧૮૩૭ની ચૈત્ર સુદ નવમીએ થયો હતો. અનેક બાળલીલાઓ કરી છપૈયા અને અયોધ્યાના લોકોને ઘણો આનંદ આપ્યો. પોતાના પિતાજી પાસેથી શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તેમના પિતા ધર્મદેવ અને માતા ભકિતદેવીને અક્ષરધામનું સુખ આપી, દુનિયામાં સદ્ધર્મની ફરીથી સ્થાપના કરવા ઘર મૂકી જંગલમાં ચાલી નીકળ્યા. શ્રી સ્વામિનારાયણ ભગવાને નિલકંઠવર્ણી વેશે સાત વરસ સુધી જંગલમાં કઠણ જીવન વિતાવ્યું.

સાત વરસના વનવિચરણ બાદ ભગવાન લોજ ગામે આવેલા રામાનંદ સ્વામીના આશ્રમમાં પધાર્યા. રામાનંદ સ્વામીએ નિલકંઠવર્ણીને દીક્ષા આપી સહજાનંદ સ્વામી એવું સરસ નામ આપ્યું. ગુરુ રામાનંદ સ્વામી અક્ષરધામમાં જતાં પહેલાં સહજાનંદ સ્વામીને સંપ્રદાયની ધર્મધૂરા સોંપી ગયા હતા.

શ્રી સ્વામિનારાયણ ભગવાને આ સંપ્રદાયને આખાય ભારતમાં ફેલાવી આસુરી તત્વોને દુર કરીને ફરીથી સદ્ધર્મનો ફેલાવો કર્યો. આપણો આ સંપ્રદાય ભવિષ્યમાં વધુને વધુ વિકાસ પામતો જાય અને નવા સત્સંગીઓને માર્ગદર્શન મળતું રહે તે માટે ભગવાને મુખ્ય ચાર કામ કર્યા. જેમ ખાટલાને બરાબર મજબૂત બનાવવા ચાર પાયાની જરૂર પડે તેવી જ રીતે સત્સંગને મજબૂત બનાવવા ભગવાને સત્સંગ ને ચાર પાયા આપ્યા. આ ચાર પાયા વિશે આપણે હવે જોઇએ.

૧. **<u>દેવ અને મંદિર.</u>**

શ્રી સ્વામિનારાયણ ભગવાને પોતાની હાજરીમાં અમદાવાદ, વડતાલ, ભુજ, ગઢડા, જૂનાગઢ, ધોલેરા વગેરે ગામોમાં મોટાં મંદિરો બંધાવ્યાં છે. આ મંદિરોમાં ભગવાને પોતાના હાથે પોતાનાં જ જુદાં જુદાં સ્વરૂપોની પ્રતિષ્ઠા કરી છે. આમ જોઇએ તો શ્રી નરનારાયણ ભગવાન, શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન, શ્રી ગોપીનાથજી ભગવાન વગેરે દેવો જુદા જુદા લાગે પણ ભગવાને પોતે જ કહ્યું છે કે આ બધાં સ્વરૂપો તેમનાં પોતાનાં જ છે. આ સ્વરૂપોમાં ભેદભાવ જુએ તેને તો ભગવાને ગુરુદ્રોહી અને અસુર કહ્યો છે. માટે આપણે ભગવાનના કોઇ પણ સ્વરૂપમાં ભેદ ન સમજવા. ભગવાન પોતાની ઇચ્છાથી જ જુદા જુદા સ્વરૂપો ધરે છે. પણ સ્વામિનારાયણ ભગવાન તો સર્વે અવતારના અવતારી છે.



## ૨. ધર્મવંશી આચાર્ય.

સંપ્રદાયની યોગ્ય વ્યવસ્થા કરવા માટે અને હરિભકતોને ધર્મમાં વર્તાવવા માટે શ્રી હરિએ પોતે જ પોતાના ભત્રીજાઓને આચાર્યપદ સોંપ્યું છે. સત્સંગના અમદાવાદ દેશ અને વડતાલ દેશ એમ બે વિભાગ કરી બન્ને દેશોની ગાદી ઉપર એક એક આચાર્યને બેસાડયા છે. આ આચાર્યપદ ભગવાને પરંપરાગત પોતાના જ કુળમાં સ્થાપન કરેલ છે. શિક્ષાપત્રીમાં ભગવાને સર્વે સત્સંગીઓને આચાર્ય મહારાજશ્રીની આજ્ઞામાં રહેવાનો આદેશ કર્યો છે. નવાં મંદિરો બનાવવાં, તેમાં ભગવાનની મૂર્તિઓની સ્થાપના કરવી તથા નવા સંતોને દીક્ષા આપવી એ કામ માત્ર આચાર્યશ્રી જ કરી શકે. હાલના અમદાવાદ દેશના આચાર્યશ્રી કૌશલેન્દ્રપ્રસાદજી મહારાજ અને વડતાલ દેશના આચાર્યશ્રી રાકેશપ્રસાદજી મહારાજ છે.

## ૩. સંતો.

અક્ષરધામમાંથી ભગવાન જ્યારે આ દુનિયામાં આવ્યા ત્યારે સંતો પણ તેમની સાથે જ આવ્યા હતા. સત્સંગની રીત મુજબ ભગવાને તેમને ત્યાગીની દીક્ષા આપી હતી. આજે તો આપણા સંપ્રદાયમાં હજારો સંતો છે. શ્રી સ્વામિનારાયણ ભગવાનની આજ્ઞા મુજબ જે સંતોએ ધર્મવંશી આચાર્ય મહારાજશ્રી પાસેથી દીક્ષા લીધી હોય તે જ સંપ્રદાયના સાચા સંતો છે.

## ૪. સત્શાસ્ત્રો.

શિક્ષાપત્રીમાં શ્રી સ્વામિનારાયણ ભગવાને ચાર વેદ, શ્રીમદ્ ભાગવત, વાસુદેવ માહાત્મ્ય, ભગવદ્ગીતા, વિષ્ણુસહસ્ર નામ, યાજ્ઞવલ્કય સ્મૃતિ, વિદુરનીતિ અને વ્યાસસૂત્ર એમ આઠ શાસ્ત્રો મુખ્ય માનેલાં છે. આપણા સૌના કલ્યાણ માટે શ્રી સ્વામિનારાયણ ભગવાને પોતે આપણને શિક્ષાપત્રી આપી તેની આજ્ઞા પ્રમાણે આપણને વર્તવાનું કહ્યું છે. તે ઉપરાંત ભગવાનની આજ્ઞાથી સંતોએ યમદંડ, સત્સંગી જીવન, સત્સંગી ભૂષણ, પુરુષોત્તમપ્રકાશ વગેરે શાસ્ત્રોની રચના કરી છે. ભગવાન કથામાં જે ઉપદેશ આપતા તેની વાતો વચનામૃતમાં લખેલી છે. શ્રી હરીના સ્વધામ પધાર્યા બાદ નવા શાસ્ત્રોને માન્યતા આપવાની જવાબદારી ધર્મવંશી આચાર્યોની છે. ભગવાનની કે આચાર્યોની રજા અને આજ્ઞા વગર બનેલા ગ્રંથો આપણા સત્સંગનાં શાસ્ત્રો ગણાય નહીં.

### સ્વાધ્યાય

**અત્યાર સુધી આપણે અડધો 'ત' આવી રીતે લખતા – 'ત્' . પણ આવો અડધો અક્ષર શબ્દને છેડે આવે ત્યારે તે અક્ષર પૂરો લખી તેના નીચે ' ્' ચિન્હ્ મૂકવું. પણ ' ્ 'અને ' ્ ' જુદી રીતે લખાય છે. બે વચ્ચે જે ફરક છે તે ધ્યાનમાં રાખવો. ઉપરના નિબંધમાં આવા શબ્દો આવ્યા હતા. જેવા કે 'સંવત્', 'શ્રીમદ્' તથા 'ભગવદ્'.**

# કચ્છ અને કચ્છના વતનીઓ
# કચ્છની લેવા પટેલ જ્ઞાતિ તથા આપણી અટકની સમજણ

ગુજરાત રાજયને ૨૨ જિલ્લાઓમાં વહેંચવામાં આવ્યું છે. કચ્છ એમાંનો એક જિલ્લો છે. કચ્છ ગુજરાત રાજ્યની પશ્ચિમ બાજુએ પાકિસ્તાનને અડીને આવેલો છે. કચ્છનો વિસ્તાર ૪૫,૬૯૨ ચો. કી.મી. છે. આમ કચ્છ માત્ર ગુજરાતનો જ નહીં પણ આખાય ભારતનો મોટામાં મોટો જિલ્લો છે. કચ્છની વસ્તી આશરે ૧૩ લાખની છે. (અંકોમાં તેર લાખ આમ લખાય ૧૩,૦૦,૦૦૦). કચ્છમાં ૯૪૯ ગામડાં અને ૧૦ શહેર આવેલાં છે. ભુજ, અંજાર, માંડવી, મુન્દ્રા, ગાંધીધામ મોટાં શહેરોમાં ગણાવી શકાય.

કચ્છના માણસો મોટે ભાગે પશુપાલન અને ખેતી ઉપર નભે છે. ખેતીમાં કપાસ, મગફળી ઘઉં અને બાજરો મુખ્ય પાક છે. કચ્છની ભરતકળા ભારતભરમાં જાણીતી છે. કચ્છમાં થોડાઘણા ઉદ્યોગો પણ છે. જેમાં મીઠું તૈયાર કરવાનાં અને સિમેંટના કારખાના મુખ્ય ગણી શકાય. કચ્છની ધરતી અનેક ખનીજોથી ભરી પડી છે. એમાં કોલસો, બોકસાઇટ અને લિગ્નાઇટ ગણાવી શકાય. પાન્ધ્રોમાં લિગ્નાઇટથી વીજળી પેદા કરવાનું વિજળીઘર (પાવરસ્ટેશન) આવેલું છે. નલિયાની બાજુમાં એશિયાનું સૌથી મોટું સિમેંટનું કારખાનું આવેલું છે. કંડલા ભારતના મોટાં બંદરોમાંનું એક છે. અહીંથી મોટી સ્ટીમરોની અવરજવર થાય છે.

કચ્છનો મોટો ભાગ રણ વિસ્તારનો છે. વળી વરસાદ પણ ઓછો અને અનિયમિત આવે છે. એટલે કચ્છના માણસો વેપારધંધા અને રોજીરોટીની શોધમાં એક ગામથી બીજે ગામ અને પછી બીજા પ્રદેશમાં અને છેવટે પરદેશની ધરતી પર પહોંચ્યા છે. ભારતના મુંબઈ, કલકત્તા, અમદાવાદ અને વડોદરા જેવા ઘણા મોટાં શહેરોમાં કચ્છના વતનીઓ જોવા મળે છે. વિદેશમાં મસ્કત, દુબઇ, કેન્યા, યુગાંડા, ટાન્ઝાનીયા, યુ. કે. અને અમેરિકા વગેરે દેશોમાં પણ કચ્છીઓ જઇ વસ્યા છે. એક અંદાજ પ્રમાણે કચ્છમાં વસતા કચ્છીઓ કરતાં દોઢ ગણા કચ્છીઓ કચ્છની બહાર વસે છે.



આપણી લેવા પટેલ જ્ઞાતિની વસ્તી કચ્છના ચોવીસ ગામોમાં વસવાટ કરે છે. તે ચોવીસ ગામોના નામ આ પમાણે છે. કેરા, કોડકી, કુંદનપુર, ગોડપુર, દહીંસરા, નારણપુર(૨), નાંગલપુર, ફોટડી, બળદિયા, ભારાસર, માધાપુર, માનકુવા, મિરઝાપુર, મેઘપુર, માંડવી, રામપુર, વાડાસર, વેકરા, સરલી, સામત્રા, સુખપુર (ઉગમણું-ભુજ), સુખપુર (રોહા-આથમણું) તથા સુરજપુર. લેવા પટેલ કોમની અંદાજે એક લાખની વસ્તીમાંથી અડધાથી વધારે લોકો પરદેશ વસે છે.

લેવા પટેલ કણબી પણ કહેવાય છે. આપણી જ્ઞાતિમાં ઘણી અટકો છે. અટક ઉપરથી કુટુંબની ઓળખાણ થાય છે. આપણે પટેલ છીએ એટલે ઘણા લોકો પટેલ અટક વાપરે છે. ઘણા લોકો પહેલી વખત પરદેશ જતી વખતે ફોર્મમાં અટકની જગ્યાએ દાદાનું નામ ભરેલું એટલે વખત જતાં એ અટક બની ગઇ. પણ એનાથી કુટુંબની પૂરી ઓળખ ન નીકળી શકે. કૌટુંબિક રીતે આપણામાં રાબડીયા, હાલાઇ, વેકરીઆ, ભુડીયા, મેપાણી, ગામી, હિરાણી, કેરાઇ, ભંડેરી, વરસાણી, પિંડોરીઆ તથા ગોરસીઆ મુખ્ય અટકો છે. સમય જતાં મુખ્ય અટકોમાંથી પેટા અટકો થવા માંડી. જેમકે કારા, કાબરીઆ, રાઘવાણી વગેરે. કેટલાક કુટુંબો પોતાના વડવાઓ ઉપરથી પોતાની આગવી અટકો વાપરવા માંડયા. જેમકે જેસાણી, સવાણી, પાંચાણી વગેરે. આટલી બધી અટકો અને પેટા અટકોમાંથી આપણી સાચી અને મુળ અટક કઇ છે તેની આપણે ખબર રાખવી જોઇએ. આપણને આપણી મુળ અટકની ખબર ન હોય તો આપણા વડીલો પાસેથી જરૂર જાણી લેવી જોઇએ. કેમકે આપણા સંપ્રદાયની અને આપણી જ્ઞાતિની મર્યાદા પ્રમાણે એક અટકના માણસો કુટુંબીઓ કહેવાય અને ભાઇ-બહેનનો વ્યવહાર ચાલે. એક જ અટકમાં - કુટુંબમાં લગ્નનો સંબધ ન બાંધી શકાય.

## સ્વાધ્યાય

૧. . કચ્છમાં કેટલાં શહેરો છે?
૨. , કચ્છમાં કયા પાક મુખ્ય છે?
૩ . કચ્છી લોકો પરદેશ શા માટે જાય છે?
૪ . કચ્છની ધરતીમાંથી કયાં ખનીજો નીકળે છે?
૫ . તમે મુળ કયા ગામના રહેવાસી છો?
૬. તમારી અટક શું છે?
૭. ગુજરાત રાજ્યને કેટલા જિલ્લાઓમાં વહેંચવામાં આવ્યું છે?
૮. ભારતનો મોટામાં મોટો જિલ્લો કયો છે?
૯. લેવા પટેલ જ્ઞાતિની વસ્તી કેટલાં ગામોમાં વસે છે?
૧૦. વિદેશમાં કચ્છીઓ ક્યાં ક્યાં વસ્યા છે?
૧૧. નીચેના શબ્દોમાં ખાલી જગ્યા પૂરો.

| | | | |
|---|---|---|---|
| પર__શ | Abroad | પ__પાલન | Animal Care |
| __રખાનાં | Factories | ભ__તક__ | Embroidery |
| ખ__જો | Minerals | અ__ક | Surname |
| વીજ__ | Electricity | મગફ__ | Groundnuts |
| વસ__ટ | Residing | વર__દ | Rain |
| __લસો | Coal | __લ્લો | District |
| વિસ્તા__ | Area | બંદ_ | Port |
| સંપ્ર__ય | Sampraday | __જરો | Millet |

# જગજીવનનો યજ્ઞ

શ્રી સ્વામિનારાયણ ભગવાન અવારનવાર ભુજ આવતા. તે સમયે ભુજમાં ગંગારામ મલ્લ, સુંદરજી સુથાર, લાધીબાઇ વગેરે અનેક ભક્તો હતા. જેમ ભક્તો હતા તેમ દ્વેષીઓ પણ હતા. દ્વેષી એટલે વિરોધી. ભગવાનને ભગવાન ન જાણે. સાક્ષાત ભગવાનને મૂકીને બીજાની પૂજા ઉપાસના કરે.

જગજીવન મહેતા આવો એક દ્વેષી હતો. જગજીવન મહેતા તે સમયના ભુજના રાજાનો મંત્રી હતો. એક તો ભગવાનમાં શ્રદ્ધા નહીં, અને ઉપરથી ધન અને સત્તા. એટલે અભિમાની બહુ. શ્રીજી મહારાજને અને મહારાજના ભક્તોને બિલકુલ તુચ્છ ગણતો. આ જગજીવન માતાજીનો ઉપાસક હતો. માતાજી આગળ પશુના બલિદાન આપવાથી માતાજી રાજી થાય એવું માનતો હતો. આમ તો જાતે બ્રાહ્મણ હતો પણ યજ્ઞના નામે પશુની હિંસા કરતો.

એક વાર શ્રીજી મહારાજ ભુજમાં હતા ત્યારે જગજીવને એક યજ્ઞનું આયોજન કર્યું. પોતાની જેમ હિંસામય યજ્ઞમાં માનવાવાળા બ્રાહ્મણોને બોલાવ્યા. યજ્ઞમાં બલિદાન આપવા માટે



કેટલાંય બકરા આદિક પ્રાણીઓ ભેગા કર્યા. અને ઉપરથી આવા યજ્ઞમાં પધારવા શ્રીજી મહારાજને આમંત્રણ આપ્યું.

ભગવાન તો સૌ જીવનું સારું કરવા જ આ પૃથ્વી ઉપર પધારે છે. જગજીવનને પણ ઉપદેશ આપી એનું કલ્યાણ થાય તેવા આશયથી યજ્ઞમાં પધારવાનું આમંત્રણ સ્વીકારી ભગવાન જગજીવનના યજ્ઞમાં ગયા. જગજીવન મહેતા એ ભગવાનની આગતાસ્વાગતા કરી આસન પર બેસાડયા.

એક બાજુ બ્રાહ્મણો યજ્ઞના મંત્રો બોલે છે તો બીજી બાજુ બકરાં વગેરે પશુઓનો ચિત્કાર થાય છે. પશુઓનો ચિત્કાર સાંભળી મહારાજે બ્રાહ્મણોને પૂછયું, 'આ પશુઓ ચિત્કાર કેમ કરે છે? તમે આ યજ્ઞમાં તેમની હત્યા કરવાના છો?' બ્રાહ્મણોએ કહ્યું, 'એને હત્યા ન કહેવાય બલિદાન કહેવાય. તમને શું એટલીયે ખબર નથી કે યજ્ઞ કોને કહેવાય? અને બલિદાન વગરનો યજ્ઞ અધૂરો કહેવાય?'

મહારાજે તેમને શાંતિથી કહ્યું, 'મને તો બરાબર ખબર છે કે યજ્ઞ કોને કહેવાય. પણ તમને શાસ્ત્રોનું જ્ઞાન નથી એટલે તમને ખબર નથી કે યજ્ઞ કોને કહેવાય.'

આ સાંભળીને બ્રાહ્મણો ગુસ્સે થઇ શ્રીજી મહારાજને કહેવા લાગ્યા, 'અમે વેદાંતી બ્રાહ્મણો છીએ. અમને વેદોનું પુરું જ્ઞાન છે. વેદોમાં અજથી યજ્ઞ કરવાનું કહ્યું છે. અને અજ એટલે બકરો. એટલા માટે યજ્ઞમાં બકરાનું બલિદાન આપવામાં આવે છે.'

મહારાજે તેમને ફરીથી સમજાવતાં કહ્યું, 'ભાઇ, તમે વેદોની ભાષા બરાબર સમજતા નથી. 'અજ' એટલે બકરો નહીં પણ ઊગે નહીં તેવું અનાજ. જેને ધરતીમાં વાવીએ તો પણ ઊગે નહીં એવા ત્રણ વરસ જુના અનાજને વેદોમાં અજ કહે છે. એવા અનાજનો યજ્ઞમાં હોમ કરાય. બાકી વેદોમાં તો અહિંસાને જ ધર્મ કહ્યો છે. પશુની હિંસા કરવાથી કોઇ દેવ રાજી થાય જ નહીં. ભગવાને જેમ માણસો બનાવ્યા તેમ પશુઓ પણ બનાવ્યાં છે. જેટલો આપણને જીવવાનો હક્ક, તેટલો જ હક્ક પશુને પણ છે. માટે યજ્ઞ જરૂર કરો પણ અહિંસામય યજ્ઞ કરો.'

આમ શ્રીજી મહારાજે ઘણું સમજાવ્યું પણ જગજીવન અને એના બ્રાહ્મણોએ આ વાત માની નહીં. જગજીવન પાસે હવે કોઇ દલીલ બચી ન હતી એટલે તે વિવેક ગુમાવીને ભગવાનને ન કહેવાના વચનો કહેવા લાગ્યો, 'તમે વેદો સમજતા જ નથી માત્ર દેખાવ માટે તમે તમને પોતાને ભગવાન કહેવડાવો છો. તમને ભગવાન કહેનારા પણ પાગલ જ છે. અમે તો આજે આ રીતે જ યજ્ઞ

કરવાના છીએ. યજ્ઞમાં બકરાનું બલિદાન આપી તેના માંસની પ્રસાદી ખાવાના છીએ. તમારાથી જે થાય તે કરી લો.'

શ્રી સ્વામિનારાયણ ભગવાન ત્યાંથી ઊઠીને ચાલી નીકળ્યા. તેમનાથી નિર્દોષ પ્રાણીઓની હિંસા સહન ન થઇ. જતાં જતાં જગજીવનને ચેતવણી આપતા ગયા, 'જગજીવન મહેતા, એટલું યાદ રાખજે કે જે કોઇ હિંસા કરે છે તે પોતે પણ કયારેક હિંસાનો ભોગ બને છે.'

થોડા સમય પછી શ્રીજી મહારાજનું વચન સાચું પડયું. રાજાના સેનાપતિએ ભુજની બજારમાં તલવારના એક જ ઝાટકે જગજીવનનું માથું ઉડાડી દીધું હતું.

**અઘરા શબ્દો:**

| | | |
|---|---|---|
| દ્વેષી | = | બીજાનું ખરાબ ઇચ્છનાર, Jealousy |
| શ્રદ્ધા | = | વિશ્વાસ, Faith |
| દલીલ | = | Argument |
| વિવેક | = | સારા-ખરાબની ખબર |
| સેનાપતિ | = | લશ્કરનો મોટો, General |

## સ્વાધ્યાય

૧. શ્રીજી મહારાજ યજ્ઞમાંથી પાછા કેમ ફરી ગયા ?
૨. શ્રીજી મહારાજની કઇ વાત સાચી થઇ ?
૩. યજ્ઞ કરાવતા બ્રાહ્મણોને શ્રીજી મહારાજે શું કહ્યું?
૪. નીચેના વાકયોમાં યોગ્ય વિરામ ચિહ્નો મૂકો.
   ક. અરે યુધિષ્ઠિર તમે શા માટે નકુલને જીવતો કરવા માંગો છો
   ખ. ભાઇ તમે કયાં જઇ આવ્યા
   ગ. કેટલો સુંદર બાગ
   ઘ. ગુરુએ પૂછયું તને શું દેખાય છે
   ચ. બેટા શું દેખાય છે
   છ. અરે યુધિષ્ઠિર માગી માગીને તમે આ શું માગ્યું
   જ. શાબાશ મને તારી પાસેથી આ જ આશા હતી
   ઝ. મહેશ મહેન્દ્ર અને અમિત મારી સાથે હતા
   ટ. તમે મારી મમ્મી રેશમા અને રમેશ મજામાં હશો
   ઠ. તમારા ઘરથી દુકાન કેટલી દૂર છે
   ડ. તેમણે પૂછયું શું આ યજ્ઞમાં પશુઓની હત્યા થવાની છે
   ઢ. મહારાજે તેમને ફરીથી સમજાવતાં કહ્યું ભાઇ તમે વેદોની ભાષા બરાબર સમજતા નથી
   ણ. અબુને એણે કહ્યું તમે ખરેખર ખુદાને પ્યારા છો કારણ કે તમે એનું કામ કરો છો
   ત. બીજાએ કહ્યું ના એવું કાંઇ નથી

**શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં શ્લોક ૧૧ અને ૧૨માં આજ્ઞા કરી છે કે કોઇ પણ જીવમાત્રની હિંસા ન કરવી. યજ્ઞ જેવા ધર્મના કાર્યમાં પણ નહીં.**
**અહિંસા એ જ મોટામાં મોટો ધર્મ છે.**

# આપણા તહેવારો



**નીચેનામાંથી કોઇ પણ એક તહેવાર પસંદ કરો.**

હોળી, રામનવમી, સ્વામિનારાયણ જયંતિ, જન્માષ્ટમી, દિવાળી/બેસતું વરસ

તહેવાર પાછળનો ઈતિહાસ

તહેવાર સાથે સંકડાયેલ ભગવાનનું જીવન ચરિત્ર



મંદિરમાં આ તહેવાર કેવી રીતે ઉજવાય છે?

તમે તે દિવસે શું શું કરો છો?

આ તહેવાર આપણને શું શીખવે છે?





# શાકાહારી કે માંસાહારી




આપણને સર્વાવતારી શ્રી સ્વામિનારાયણ ભગવાને શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે કે કોઇ પણ જીવમાત્રની હિંસા ન કરવી, અને કદાપિ માંસ ન ખાવું. એટલા માટે આપણને તો માંસ ખાવાનો સ્વપને પણ ખ્યાલ ન આવે. છતાં ઘણા મનુષ્યો માંસનું ભક્ષણ કરતા હોય છે. અને આપણે જ્યારે કહીએ કે અમે શાકાહારી છીએ ત્યારે ઘણી વાર આપણી મશ્કરી પણ કરતા હોય છે.

આપણે ધાર્મિક રીતે તો શાકાહારી છીએ જ. અને તેનો આપણે ગર્વ પણ હોવો જોઇએ પરંતુ ઘણી વખત માંસાહારની તરફેણમાં દલીલો કરવામાં આવે છે અને આપણી પાસે તેના જવાબો ન હોતાં ચૂપ થઇ જઇએ છીએ. તો ચાલો આપણે આજે સામાન્યપણે સાંભળવામાં મળતી દલીલો વૈજ્ઞાનિક (Scientific) રીતે તપાસીએ.

૧. કુદરતે (Nature) માણસને માંસાહારી બનાવ્યા છે.

સત્ય ૧ : માંસાહારી પશુઓનાં આંતરડાં ટૂંકાં હોય છે, તેમના આગળના દાંત અણિયાળા હોય છે અને તેમને દાઢો નથી હોતી.

સત્ય ૨ : શાકાહારી પ્રાણીઓના આંતરડાં  લાંબાં હોય છે, તથા તેમને ઘણી  દાઢો હોય છે.

આપણને ૧૬ દાઢો હોય છે કેમકે શાકભાજી ઘણી ચાવવી પડે અને આપણા આંતરડા ૩૩ ફુટ લાંબા હોય છે કેમકે શાકભાજીને પચતાં બહુ વાર લાગે છે. આ બાબત માત્ર આપણને જ નહીં પણ ગાય, હરણ, હાથી  વગેરેને પણ લાગુ પડે છે. આપણે શાક, દાળ વગેરે રાંધીને ખાઇએ છીએ પણ મગ, ઘઉં વગેરે ધાન્ય કે બીજા શાક રાંધ્યા વગર ખાવાથી આપણને કોઇ જાતનું નુકશાન થતું નથી. પણ જે માણસો માંસાહાર કરે છે તેઓ  વાઘ,  સિંહની જેમ માંસ કાચું ખાઇ શકતા નથી અને કાચું માંસ ઘણો વખત પેટમાં રહે તો સડો પેદા કરે છે.

૨. દુનિયામાં બધા માણસો જો શાકાહારી થઇ જાય તો દુનિયામાં સૌને અનાજ પૂરું ન થાય.

સત્ય ૧ :

દુનિયામાં આપણે જેટલું અનાજ ફેંકી દઇએ છીએ તેટલા અનાજથી આપણે સૌ મનુષ્યોને પેટ ભરીને જમાડી શકીએ છીએ. આખી દુનિયાની પ્રજાને જમાડવા અનાજ તો પૂરું છે પણ આપણી જ બેદરકારીથી ઘણા માણસો ભૂખે મરે છે. અમેરીકા અને બીજા દેશોમાં માંસાહારીઓને માંસ પૂરું પાડવા

દુક્કર,  ગાય વગેરે પ્રાણીઓનો ઉછેર કરવામાં આવે છે. એકલા અમેરિકામાં

દુક્કરોને ખવડાવવા જેટલી જમીન ઉપર  મકાઇની ખેતી કરવામાં આવે છે તેટલી જમીન ઉપર જો માણસોને ખાવા માટે અનાજ ઉગાડવામાં આવે તો ભૂખમરાનો તો કોઇ સવાલ જ ઉભો નથી થતો.

૩.  શાકભાજી માટે પણ વનસ્પતિની તો હિંસા કરવી જ પડે છે. અને ઝાડમાં પણ જીવ તો છે.

એ વાત સાચી કે ઝાડ પાનમાં જીવ છે પણ તેનો પાક ખાવા માટે હિંસા જરૂરી નથી. ઘઉંનો છોડ મોટો થાય ત્યારે તેના ઉપર ઘઉના દાણા બેસે. જ્યારે ઘઉંનો છોડ પૂરેપૂરો પાકીને સૂકાઇ જાય ત્યારે જ દાણા ખાવાલાયક બને છે, તે પહેલાં નહીં. આમ મરી ગયેલા છોડ ઉપરથી દાણા ઉતારી ખાવાથી જીવહિંસા નથી થતી. અને ફળ જ્યારે પાકી જાય ત્યારે આપોઆપ ઝાડ ઉપરથી પડે છે. એટલે તે પણ હિંસા નથી. પણ માંસ ખાવા માટે તો જીવતા પ્રાણીની હિંસા કરવામાં આવે છે. કુદરતી રીતે મરેલા પ્રાણીનું માંસ કોઇ ખાતું નથી.

૪. શાકાહારી માણસોને પૂરતાં વિટામીનો મળતાં નથી.



આપણે વિજ્ઞાનમાં ભણીએ છીએ કે કઠોળ (Pulses) માં ઘણું પ્રોટીન હોય છે. લીલોતરીમાં પુષ્કળ પ્રમાણમાં વિટામીનો હોય છે. એટલે આપણા શરીરને જે પોષકતત્વો જોઇએ તે બધાં જ શાકાહાર ખોરાકમાંથી મળી રહે છે. ઊલટું માંસાહારીઓને શાકપાન વગર નથી ચાલતું. કુદરતી રીતે જે પ્રાણીઓ માંસ ખાય છે જેવા કે સિંહ, વાઘ તેમને અનાજ કે ફળની જરૂર નથી પડતી.

ઉપરની બધી બાબતોથી આપણને ખાતરી થાય છે કે માણસો કુદરતી રીતે શાકાહારી જ છે. અને માંસાહારની જરા પણ જરૂર નથી. માત્ર રસાસ્વાદ માટે જ હિંસા કરી કુદરત અને ભગવાનનો ગુનેગાર બને છે. શિક્ષાપત્રીમાં પણ અહિંસાને પરમ ધર્મ કહ્યો છે.

# નમૂનાનું પ્રશ્નપત્ર

**(સમય: ૧ કલાક ૩૦ મિનિટ)**

વિદ્યાર્થીનું નામ: ____________________

શિક્ષકનું નામ: ____________________

શનિવાર / રવિવાર: ____________________ Class Code:

Write your and your Teacher's name in the box above.

Read instructions at the beginning of questions carefully.

Answer all questions in FULL SENTENCES.

**RESULT**

| EXAM | LISTENING | SPEAKING | MAIN | TOTAL |
|---|---|---|---|---|
| MAX. MARKS | 15 | 15 | 100 | 130 |
| ACHIEVED | | | | |

## પ્ર. ૧ નીચેની જાહેરાત વાંચી સવાલના જવાબો ગુજરાતીમાં લખો. (૫ માર્ક)

આવે છે...... આવે છે...... આવે છે......

તમારા પરિવારને ખૂબ હસાવવા

નાટક...... નાટક..... નાટક

**એ.. કોઈને કહેતા નહીં**

**કુટુંબ સાથે આવો**
**૨ ½ કલાક**

થોડા સમયમાં:
૨ જૂન ૨૦૦૨ થી
૯ જૂન ૨૦૦૨ સુધી

ટિકિટ: નવ પાઉન્ડ
સોળ વર્ષથી નીચેનાં બાળકો
માટે ટિકિટ અડધી કિંમતે

**દાખલો:**
સવાલ: આ જાહેરાત કેવા કાર્યક્રમની છે?
જવાબ: નાટકની

ક) કાર્યક્રમ કેટલો લાંબો છે?

______________________________ [1]

ખ) તે કોને માટે યોગ્ય છે?

______________________________ [1]

ગ) તે જોવાની બધાંને કેમ મજા આવશે?

______________________________ [1]

ઘ) કોના માટે ટિકિટ સસ્તી છે?

______________________________ [1]

ચ) આનો છેલ્લો દિવસ કયારે છે?

______________________________ [1]

## પ્ર. ૨ પારુલનો પોસ્ટકાર્ડ વાંચી નીચેના સવાલો વાંચી યોગ્ય ચિત્રો પાસે (✓) કરો.

(૬ માર્ક)

૨૨ જાન્યુઆરી
૨૦૦૪

પ્રિય મીના

હમણાં એક મહિના માટે નિશાળ બંધ છે. હું ખૂબ મજા કરું છું. દરરોજ સવારે મોડી ઊઠું. તૈયાર થઇને દાદા સાથે ચાલવા જાઉં છું. રાત્રે સાડા બાર વાગ્યા સુધી ટેલિવિઝન જોઉં છું. બુધવારે મારા મિત્ર સાથે ખરીદી કરવા જાઉં. ત્યાં અમે બસમાં જઇએ. રવિવારે મારી કલબ સાથે બાજુના ગામડામાં સાયકલથી ફરીએ. પછી ખેતરમાં ઉજાણી કરીએ.

લિ. પારુલ

દાખલો પારુલને કેટલા સમયની રજા છે?

January 2004

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | 1 | 2 | 3 |
| 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
| 11 | 12 | 13 | 14 | 15 | 16 | 17 |
| 18 | 19 | 20 | 21 | 22 | 23 | 24 |
| 25 | 26 | 27 | 28 | 29 | 30 | 31 |

ક ✓ ખ ગ

ક) તેના દાદા સાથે શું કરે છે?










ખ) પારુલ કેટલા વાગ્યે સૂવા જાય છે?









ગ) તે ખરીદી માટે કયારે જાય છે?

| ક | ખ | ગ |
|---|---|---|
| **Monday**<br>Tuesday<br>Wednesday<br>Thursday<br>Friday<br>Saturday<br>Sunday | Monday<br>Tuesday<br>Wednesday<br>Thursday<br>Friday<br>**Saturday**<br>Sunday | Monday<br>Tuesday<br>**Wednesday**<br>Thursday<br>Friday<br>Saturday<br>Sunday |

ઘ) તે ત્યાં કેવી રીતે જાય છે?


ક



ખ


ગ

ચ) તે ગામડામાં શું કરે છે?


ક


ખ


ગ

છ) તે ઉજાણી કયાં કરે છે?


ક


ખ


ગ

## પ્ર. ૩ After reading this article answer the following questions in English. (12 Marks)

### બ્રિટનમાં દાંતના વધુ ડોક્ટરોની જરૂરિયાત

બ્રિટનમાં દાંતના ડોક્ટરોની સંખ્યા પૂરતી નથી તેથી ગંભીર સ્થિતિ ઊભી થઈ છે. ખાસ કરીને ઉત્તર ઇન્ગ્લેંડમાં ડોક્ટરો બહુ ઓછા છે. સરકારના આરોગ્યખાતાએ વધુ ડોક્ટરો લેવાની જાહેરાત આ દેશમાં અને બીજા દેશોમાં પણ કરી છે. આથી છેલ્લા પાંચ વરસમાં બ્રિટનમાં બે હજાર દાંતના ડોક્ટરો વધ્યા છે. તેમ છતાં સરકારી સારવાર નીચે પૂરતા ડોક્ટરો મળી શકતા નથી કારણ કે તેઓ ખાનગી દવાખાનામાં કામ કરવાનું વધારે પસંદ કરે છે. ત્યાં તેઓ વધારે પૈસા કમાઈ શકે છે. ઘણા વિદ્યાર્થીઓને દાંતના ડોક્ટર બનવાનો શોખ હોય છે પણ તેઓને ભણતર અઘરું અને લાંબુ લાગે છે.

1. What is the emergency about?

_______________________________________________

2. Which area are they particularly worried about?

_______________________________________________

3. What step has the health department taken?

_______________________________________________

4. What effect has this had?

_______________________________________________

5. Why is there still a problem?

_______________________________________________

6. Why don't more students study dentistry?

_______________________________________________

**પ. ૪** **(12 Marks)**

Prepare an e-mail to tell friend (or a short essay with bullet points) about your home.
Write about 50 words in Gujarati in full sentences.
Include the following details.
An Example is given.

| |
|---|
| Example : Size of the house.<br>**મારું ઘર બહુ મોટું નથી.** |

- Number of rooms
- Your room
- What do you do in your room
- Where do you eat
- Distance from your school
- sporting and/or recreational facility near your home

**પ્ર. ૫** **(૧૦ માર્ક્સ)**

**ભારત આવો ત્યારે સુરતની મુલાકાત લો**

- ❖ તાપી નદીના કિનારે આવેલું ઐતિહાસિક નગર
- ❖ એક જમાનાનું ગુજરાતનું ઉત્તમ બંદર
- ❖ સુરતનું ખૂબ જ જાણીતું કાપડ બજાર એશિયાભરમાં પ્રખ્યાત છે.
- ❖ અહીંના ૫૦ મીટર ઊંચાઈવાળા ફરતા રેસ્ટોરાંટમાંથી આખું ગામ સરસ રીતે જોઇ શકાય
- ❖ પ્રવાસીઓ માટે નહેરુ બાગ અને નદીકાંઠે ચોપાટી જ્યાં ભેળપૂરી ખવાય અને એકબીજાને મળી શકાય
- ❖ સુરતની મીઠાઇ અને ફરસાણનો સ્વાદ ચાખો
- ❖ દૂર દૂરથી લોકો હીરામોતીના સરસ ઘરેણાં ખરીદવા સુરત આવે છે

વાક્યોમાં પૂરો.
એક દાખલો આપેલ છે.

| | | | | |
|---|---|---|---|---|
| ચોપાટી | પચાસ | તાપી | હીરામોતી | કિનારે |
| ફરસાણ | મોસમમાં | મીઠાઇ | બંદર | કાપડ |
| ફરવા | શહેર | ચોપાટી | અડધું | આખું |

**દાખલો:** સુરત એક ઐતિહાસિક <u>શહેર</u> છે.

૧. સુરત ________ નદીના કિનારે આવેલું છે.

૨. એક વખતે તે જાણીતું ________ હતું.

૩. ત્યાંનું _______ નું બજાર બહુ જ સરસ છે.

૪. રેસ્ટોરાંટ ________ મીટર ઊંચું છે.

૫. ત્યાંથી _________ શહેર જોઈ શકાય છે.

૬. _______ માટે નહેરુ બાગ છે.

૭. લોકો એકબીજાને મળવા _________ પર જાય છે.

૮. સુરતની _______ અને _________ બધાને ભાવે છે.

૯. અહીંના ___________ ના દાગીના સુંદર છે.

**પ્ર. ૬ After reading this article, answer the following questions in English. (12 Marks)**

**અહમદશાહે વસાવેલું જૂનું અમદાવાદ શહેર જોવા આવો!**

- ❖ પહેલાં પ્રવાસીઓએ ગામનો નક્શો લઈ આવવો
- ❖ જૂના શહેરના રતનપુર જેવા વિસ્તારમાં તો ચાલીને જ જવાય છે તેથી ગાડીઓની ભીડ નહીં નડે
- ❖ તમારે ખરીદીનો આનંદ માણવો હોય તો ઘણાં ખરીદકેન્દ્રો છે તેમાંથી એકમાં જવું
- ❖ માણેકચોકમાં દરરોજ બજાર ભરાય છે. ત્યાં ઘણી જાતના મસાલા તેમજ સૂકો મેવો તમને મળશે
- ❖ તમને ભૂખ લાગે તો ત્યાં ઘણા ગાડીવાળાઓ નાસ્તા વેંચતા હોય છે

1. What part of Ahmedabad is this article about?

_______________________________________________

2. What does the article suggest a tourist should do first?

_______________________________________________

3. What particular advantage do the pedestrians have in Ratanpur?

_______________________________________________

4. Where does the article say you might particularly enjoy shopping?

_______________________________________________

5. Besides dry fruit and nuts, what else can one buy at the market?

_______________________________________________

6. Why would you not have to go hungry for long in the old town?

_______________________________________________

**પ્ર. ૭ ઉપરના સમાચાર વાંચી ખાનામાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી વાક્યોમાં પૂરો. (૮ માર્ક્સ)**

**યુવક સાઇકલ પર લૂંટાયો**

**ચૌદ વરસનો દિપક હંમેશની જેમ ગયા શનિવારે તેની સાઇકલ પર સવારે છાપાં વેંચવા જતો હતો. બે બુરખાવાળા યુવાનો ઓચિંતા રસ્તા ઉપર આવ્યા.**

**તેઓએ દિપકને ધક્કો મારીને સાઇકલ પરથી પાડી નાખ્યો અને બીવડાવીને તેનો મોબાઇલ ફોન અને થોડાક છૂટા પૈસા હતા તે ઝૂંટવીને ભાગી ગયા.**

**દિપકે પાસેના ઘરની ઘંટડી મારીને એક માણસને પોલીસને બોલાવવાની અરજ કરી. પોલીસે બે યુવાનોને પકડયા છે. પોલીસનું કહેવું છે કે આવા ગુના કરનાર યુવાનો ડ્રગ્સ અને સિગરેટ માટે સહેલાઈથી પૈસા મેળવવા પ્રયત્ન કરતા હોય છે.**

**એક દાખલો આપેલ છે.**

| | | | |
|---|---|---|---|
| કમાતા | જમીન | મજા | કામ |
| બહેને | માર્યો | મોઢાં | ગાડી |
| ચોરતા | ભાઇએ | લૂંટયો | ચૌદ |
| ભૂખ | સાઇકલ | હાથ | બીક |

**દાખલો : દિપકની ઉંમર <u>ચૌદ</u> વર્ષની હતી.**

**૧. દિપક શનિવારે સવારે ________ કરતો હતો.**

**૨. તે ________ વાપરતો હતો.**

**૩. ચોર લોકોએ પોતાનાં _______ ઢાંકી દીધાં હતાં.**

**૪. દિપક _______ પર પડી ગયો હતો.**

**૫. તેને બહુ _______ લાગી હતી.**

**૬. ચોરે તેને _______ હતો.**

**૭. એક ________ પોલીસને ફોન કર્યો હતો.**

**૮. યુવાન ચોરો સિગરેટ માટે પૈસા _______ હોય છે.**

**પ્ર. ૮ પોલીસે આપેલી આ સલાહો વાંચી સાચા જવાબ સામે ( √ ) કરો. (૭ માર્ક્સ)**

**આ વિસ્તારમાં થતા ગુના અટકાવવામાં અમને મદદ કરો**

- મોડી રાત્રે એકલા ચાલીને બહાર જશો નહીં.
- અંધારા વિસ્તારમાંથી ટૂંકો રસ્તો લેશો નહીં.
- ન ઓળખતા હો એવા માણસની કારમાં કદી જશો નહીં.
- આગગાડીમાં બીજા ઉતારૂ હોય ત્યાં બેસો.
- ઘરની લગભગ નજીક આવી ગયા હો તો પણ ચેતીને રહેજો.
- તમારી ચાવી તૈયાર રાખો જેથી તમે ઘરમાં જલદીથી જઈ શકો.
- જો તમને કોઇ હેરાન કરે તો મદદ માટે ખૂબ જોરથી બૂમો પાડો.

**દાખલો : આ સલાહ છે રસ્તામાં**

અ. ગુના ઓછા કરવા (√ )
બ. અવાજ ઓછો કરવા ( )
ક. પ્રદૂષણ અટકાવવા ( )

૧. રાતે બહાર ન જાવ

અ. ક્યારેય ( )
બ. એકલા ( )
ક. મિત્રો સાથે ( )

૨. અંધારી જગ્યાએથી

અ. દોડીને જાવ ( )
બ. બત્તી લઇને જાવ ( )
ક. નાનો રસ્તો ન લો ( )

૩. ન જાઓ

અ. ટેક્ષીમાં ( )
બ. મિત્રની ગાડીમાં ( )
ક. જાણતા ન હો તેની ગાડીમાં ( )

૪. આગગાડીમાં બેસો

અ. લોકો હોય ત્યાં ( )
બ. એકલા ( )
ક. દરવાજાની બાજુમાં ( )

૫. ઘરની બાજુમાં પહોંચો ત્યારે ચાલો

| | |
|---|---|
| અ. જલદી | ( ) |
| બ. ધીમે | ( ) |
| ક. સંભાળીને | ( ) |

૬. ઘરમાં જલદી જવા માટે

| | |
|---|---|
| અ. પાછળના બારણે જાવ | ( ) |
| બ. ચાવી હાથમાં રાખો | ( ) |
| ક. જોસથી ઘંટડી વગાડો | ( ) |

૭. કોઇ હેરાન કરે ત્યારે મદદ માટે

| | |
|---|---|
| અ. પોલીસને બોલાવો | ( ) |
| બ. રાડો પાડો | ( ) |
| ક. સામા થાઓ | ( ) |

પ્ર. ૯ (૨૮ માર્ક્સ)

તમે રજાઓમાં ભારતમાં તમારા ગામ ફરવા ગયા છો. નીચેની બાબતોનો સમાવેશ કરી, તમારી માતાને ગુજરાતીમાં આશરે ૧૦૦ શબ્દોનો પત્ર લખો.

તમારી મુસાફરી કેવી રહી હતી?
How was your journey?
તમે કયારે પહોંચ્યા અને કોણ લેવા આવ્યું હતું?
When did you reach there and who came to receive you?
ત્યાંનું હવામાન કેવું છે?
How is the weather there?
ત્યાં તમે શું ખરીદી કરી?
What shopping have you done there?

# VOCABULARY
# શબ્દકોષ

**આપણા આ વર્ષના અભ્યાસ દરમ્યાન આપણને નીચે જણાવેલા શબ્દો, તેમની જોડણી અને તેમનો અર્થ આવડવા જોઇએ. અર્થમાં માત્ર અંગ્રેજી ભાષાંતર જ નહીં, પણ ગુજરાતીમાં પણ તેનો અર્થ આવડવો જોઇએ. દા.ત. 'સુથાર' એટલે માત્ર "carpenter" જ નહીં પણ 'સુથાર' એટલે 'લાકડાનું કામ કરનાર' એ પણ આવડવું જોઇએ. નીચે જણાવેલ શબ્દોનો અભ્યાસ કરી, તેમની જોડણી અને અર્થ યાદ રાખજો. ખોટી જોડણીથી પરીક્ષામાં ગુણ કપાઇ જાય છે.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| કલમ | કડક | કર | કરકસર | કસરત | કટોકટી |
| કર્મચારી | કપડા | કબાટ | કલાક | કલાકાર | કળા |
| કબૂતર | કપાળ | કરા | કડિયો | કદી | કરોડપતિ |
| કવિતા | કમર | કહેવત | કલબ | કદર | કદરૂપું |
| કચેરી | કચોરી | કજિયો | કહેવું | કમાવું | કમાણી |
| કરવત | કલ્પના | કમળ | કાબર | કામ | કાકા |
| કાકી | કાપ | કારતક | કાંણું | કાળું | કાચું |
| કાગળ | કાલ | કાળ | કારણ | કાયમ | કાન |
| કાણીંગું | કાગડો | કાપડ | કાળો | કાકડી | કાળજી |
| કાળજું | કાયમ | કાતર | કાયદો | કિનારો | કિરણ |
| કિંમત | કુટુંબ | કુટેવ | કુશળ | કુલ | કૂતરો |
| કૂવો | કેરી | કેળાં | કોલસા | કોઇ | કોશિશ |
| કોયલ | કોબીજ | કોણી | કોઇવાર | કોલેજ | કોતરણી |
| કંઇ | કંટાળો | કંજૂસ | કાંદા | કાંડું | કૃપા |
| કૃષ્ણ | ક્યારે | ક્યારેક | ક્યાં | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખબર | ખભો | ખરાબ | ખરેખર | ખમીસ | ખરબચડું |
| ખરીદી | ખરું | ખસવું | ખાસ | ખાલી | ખાવું |
| ખાટું | ખાતું | ખાડો | ખાનું | ખારું | ખાતર |
| ખાબોચિયું | ખારેક | ખાસિયત | ખિસ્સું | ખિસકોલી | ખીચડી |
| ખીલી | ખીચોખીચ | ખુલવું | ખુલ્લું | ખુલ્લું | ખુશ |
| ખુરશી | ખૂણો | ખૂન | ખૂબ | ખૂબી | ખેતર |
| ખેડૂત | ખેલ | ખેલાડી | ખોટું | ખોરાક | ખોવું |
| ખોપરી | ખોખું | ખંજવાડ | ખંડ | ખંત | ખાંડ |
| ખાંડવું | ખ્યાતિ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગમવું | ગરમ | ગરમી | ગરીબ | ગણિત | ગણવું |
| ગરબા | ગતિ | ગયું | ગળું | ગળ્યું | ગરબડ |
| ગણવેશ | ગમ્મત | ગધેડો | ગરુડ | ગાય | ગામ |
| ગામડુ | ગાઢ | ગાલિચો | ગાલ | ગાળવું | ગાજર |
| ગાવું | ગાયક | ગિરદી | ગીધ | ગીત | ગીચ |
| ગુજરાત | ગુજરાતી | ગુસ્સો | ગુજરી | ગુરુવાર | ગુણ |
| ગુલાબ | ગુલાબી | ગુનો | ગુનેગાર | ગૂમડું | ગેરહાજર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગોળ | ગોતવું | ગોળી | ગોઠવવું | ગંદું | ગાંડપણ |
| ગાંઠિયા | ગાંસડી | ગ્રાહક | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઘર | ઘડિયાળ | ઘટા | ઘઉં | ઘનઘોર | ઘનશ્યામ |
| ઘણું | ઘા | ઘાટ | ઘી | ઘેલું | ઘોંઘાટ |
| ઘેટું | ઘુવડ | ઘોડો | ઘંટ | ઘંટી | ઘૂંટણ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચકલી | ચક્કર | ચમક | ચરવું | ચમાર | ચમચી |
| ચતુર | ચતુરાઇ | ચમેલી | ચા | ચામડી | ચામાચીડિયું |
| ચાકુ | ચાખવું | ચાદર | ચાકર | ચાર | ચારેબાજુ |
| ચામડું | ચાલાક | ચાલવું | ચિત્ર | ચિંતા | ચિરંજીવી |
| ચીકુ | ચીસ | ચીભડું | ચીકણું | ચૂલો | ચાવી |
| ચોક | ચોકી | ચોર | ચોક્કસ | ચોટવું | ચોરસ |
| ચોપડી | ચોખા | ચોખ્ખું | ચોળી | ચોમાસું | ચંદ્ર |
| ચંપલ | ચાદલો | ચાંદ | ચાંદી | ચાંદો | ચૈત્ર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| છત | છત્રી | છત્રીસ | છટકવું | છાલ | છાપ |
| છાનું | છાતી | છેક | છાંયો | છીંક | છુપાવવું |
| છૂપું | છુમંતર | છૂટાછેડા | છેડવું | છાશ | છેક |
| છેતાળીસ | છેતરવું | છેલ્લું | છેલ્લું | છોલવું | છોડવું |
| છોકરું | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| જમવું | જમણી | જમીન | જમરૂખ | જન્મ | જનમ |
| જવાબ | જરા | જયંતિ | જલેબી | જલદી | જગત |
| જવું | જાવું | જાવક | જાગવું | જાત | જામીન |
| જાહેર | જાણવું | જાજરૂ | જાન | જાનવર | જાન્યુઆરી |
| જામફળ | જીભ | જીવન | જીવડું | જુવાન | જુદા |
| જુનું | જૂન | જૂલાઇ | જેલ | જેમતેમ | જેઠ |
| જેઠાણી | જો | જોર | જોઇએ | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઝટ | ઝનૂન | ઝભ્ભો | ઝભલું | ઝઘડો | ઝબોડવું |
| ઝાડ | ઝાઝું | ઝાંખું | ઝૂંપડી | ઝોલું | ઝિબ્રા |
| ઝીણું | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટપાલી | ટમેટું | ટચલી | ટપ | ટપાલ | ટાઢું |
| ટીકા | ટુચકો | ટેવ | ટેકરી | ટેકો | ટોપી |
| ટોળી | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઠળિયો | ઠારવું | ઠાઠડી | ઠાલવવું | ઠામવાસણ | ઠીક |
| ઠેસ | ઠેકડો | ઠોઠ | ઠોકર | ઠંડી | ઠંડું |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડરપોક | ડહાપણ | ડહોળું | ડબ્બો | ડાબું | ડામર |
| ડામ | ડાળી | ડિસેમ્બર | ડુક્કર | ડુંગળી | ડાબો |
| ડુંગર | ડૂબવું | ડેલી | ડોક | ડોસો | ડંખ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઢગલો | ઢાંક | ઢીંગલી | ઢેલ | ઢોલ | ઢેબરા |
| ઢોકળાં | ઢોળવું | ઢોસા | ઢોંગ | ઢઢરો | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| તડકો | તર | તરવું | તરફ | તક | તરબૂચ |
| તરુ | તપાસ | તળાવ | તપેલી | તાકાત | તાવ |
| તેજ | તબિયત | તસ્દી | તાપ | તાલ | તીખું |
| તાકાત | તારીખ | તાણવું | તીર | તીર્થ | તેત્રીસ |
| તાબડતોબ | તુવેર | તુલસી | તૂટવું | તૂટેલું | તેલ |
| તેવું | તૈયાર | તંગ | તદુંરસ્ત | ત્રિકોણ | ત્રાજવું |

| | | | | | |
|---|---|---|---|---|---|
| થડ | થયું | થવું | થર | થપ્પડ | થાક |
| થાળી | થીજવું | થૂંક | થેલી | થીગડું | થેપલાં |
| થોભવું | થોડું | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| દર | દરરોજ | દમ | દવા | દયા | દરિયો |
| દરેક | દબાણ | દરજી | દરવાજો | દક્ષિણ | દર્શન |
| દખલ | દાખલ | દાખલો | દાદી | દાદા | દારૂ |
| દાબવું | દાદરો | દાળ | દાનત | દાન | દાડમ |
| દાઢ | દાઝવું | દિવાળી | દિલ | દિશા | દિન |
| દીન | દીવો | દીપક | દીકરી | દુકાન | દુશ્મન |
| દિવસ | દુઃખ | દુર્ગંધ | દૂર | દૂધ | દૂધી |
| દેરાણી | દેવળ | દેખવું | દેવું | દેવી | દેશ |
| દોસ્ત | દોરવું | દોરી | દાંત | દ્રાક્ષ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધજા | ધન | ધબ | ધબાકો | ધમાલ | ધરપકડ |
| ધનુષ્ય | ધર્મ | ધરતી | ધરણી | ધાણા | ધાતુ |
| ધિક્કાર | ધીમું | ધુમ્મસ | ધુમાડો | ધુન | ધૂજવું |
| ધોવું | ધોબી | ધોકો | ધોરણ | ધોળો | ધોળું |
| દયાન | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નમ | નજર | નકલ | નક્કી | નવું | નવીન |
| નવાઇ | નયન | નખ | નળ | નારી | નર |
| નરમ | નમવું | નમાવવું | નમાજ | નજીક | નકશો |
| નગર | નસ | નર્સ | નસીબ | નારાજ | નગરપાલિકા |
| નદી | નથી | નહીં | નમસ્તે | નમસ્કાર | નણંદ |
| નવાજૂની | નણદોઇ | નવરાત્રિ | નવેમ્બર | નૌકા | નાની |
| નાચ | નાટક | નાતાલ | નાહવું | નાક | નમન |
| નાનું | નાળિયેર | નાપાસ | નારંગી | નાસવું | નાસ્તો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નાલાયક | નિબંધ | નિશાળ | નિરાશ | નિયમ | નિયમિત |
| નિર્મળ | નિકાશ | નિરાંત | નિશા | નિર્ણય | નિશાની |
| નીચે | નીકળવું | નીક | નૂતન | નેત્ર | નોબત |
| નોકરી | નોંધ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પવન | પસંદ | પતિ | પત્ની | પરમદિવસ | પરિણામ |
| પગથિયું | પક્ષી | પરીક્ષા | પહાડ | પશ્ચિમ | પથ્થર |
| પથરો | પવિત્ર | પલંગ | પક્ષ | પરદેશ | પકાવવું |
| પડવું | પરણવું | પરાણે | પશુ | પગ | પત્ર |
| પરિવાર | પરંતુ | પરોઢ | પછી | પખવાડિયું | પરસેવો |
| પાસે | પાણી | પાનખર | પાસ | પાકું | પાળવું |
| પાડવું | પાકિટ | પામવું | પાપડ | પાનું | પાટનગર |
| પાટલૂન | પાપ | પાછળ | પાંઉ | પાંચ | પિયર |
| પિત્રાઇ | પ્રિય | પીરસવું | પીવું | પીણું | પીળું |
| પીળા | પુષ્કળ | પુરુષ | પુલ | પુરી | પુસ્તક |
| પુસ્તકાલય | પૂનમ | પૂજય | પૂરું | પૂરી | પૂછપરછ |
| પૂર્વ | પૂજા | પૂંછડી | પેટ | પેટી | પેલું |
| પહેલું | પૈસા | પૈસાદાર | પોષાક | પોપટ | પોતાનું |
| પોષવું | પોણો | પપૈયું | પ્રશંસા | પ્રભાત | પ્રકાશ |
| પ્રવૃતિ | પ્રદેશ | પ્રવાસ | પ્રમાણે | પ્રતિજ્ઞા | પ્રમાણિક |
| પ્રણામ | પ્રેરણા | પૃથ્વી | પોષ | પ્રાર્થના | પ્રાથમિક |
| પ્રેમ | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફર | ફળ | ફકત | ફરાળ | ફકરો | ફરસાણ |
| ફરજ | ફરજિયાત | ફરમાવવું | ફાનસ | ફાળો | ફાજલ |
| ફિકર | ફીણ | ફુરસદ | ફુઆ | ફૂવારો | ફૂલ |
| ફૂલવું | ફેફસા | ફેરવવું | ફેરિયો | ફેબ્રુઆરી | ફોટો |
| ફોલવું | ફાગણ | ફોઇ | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| બળ | બધા | બધાં | બરફ | બરફી | બરણી |
| બરાબર | બટેટા | બદામ | બતક | બગીચો | બહાર |
| બપોર | બહાદુર | બહેન | બગાડવું | બંગડી | બંને |
| બન્ને | બન્ને | બહુ | બહુવચન | બનેવી | બતાવવું |
| બકરી | બજાર | બક્ષિસ | બત્રીસી | બાપુજી | બારી |
| બામ | બાટલી | બાળક | બાળવું | બારણું | બાજુ |
| બાગ | બ્રાહ્મણ | બાધવું | બાંકડો | બિલાડી | બિમાર |
| બિસ્કિટ | બિસ્ત્રો | બી | બીવું | બીકણ | બુધવાર |
| બૂટ | બૂમ | બેસ | બેતાળીસ | બેકાર | બોલવું |
| બોર | બંગડી | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભરવું | ભસવું | ભજન | ભગવાન | ભયકંર | ભવિષ્ય |
| ભરત | ભજવવું | ભલામણ | ભણાવવું | ભણવું | ભત્રીજી |
| ભાઇબીજ | ભાવવું | ભાવિ | ભાજી | ભાગવું | ભાખરી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભાત | ભાષા | ભારે | ભારત | ભાન | ભાભી |
| ભાગોળ | ભીખ | ભીત | ભીંડા | ભૂત | ભૂતકાળ |
| ભૂમિ | ભૂલ | ભૂલવું | ભૂગોળ | ભૂરો | ભૂકંપ |
| ભેટ | ભેગું | ભેંસ | ભંગ | ભંગાર | ભાદરવો |
| ભૌતિકશાસ્ત્ર | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મગ | મરવું | મળવું | મન | મગજ | મમરા |
| મજૂર | મંજૂર | મટર | મગર | મદદરૂપ | મકાન |
| મને | મરચું | મત | મકાઇ | મસ્જિદ | મજા |
| મહિનો | મહેફિલ | મહેનત | મહત્વ | મજબુત | માર્ગ |
| | મથાળું | મજબૂરી | મસ્ત | મકરસંક્રાંતિ | માળો |
| મારું | માથું | માટલું | માટે | માલ | માહિતી |
| માર્ચ | માગવું | માનવું | માણવું | માગસર | માર્ગદર્શન |
| માસા | માપવું | માત્ર | માત્રા | માવજત | માસ્તર |
| માલમિલકત | માલિકી | માંદગી | મિત્ર | મિનિટ | મિજબાની |
| મીઠું | મીઠાઇ | મુગટ | મુજબ | મુશ્કેલ | મુસીબત |
| મહા | મુનિ | મુખ | મૂઠી | મૂકવું | મુસલમાન |
| મુશળધાર | મુદ્દો | મુખવાસ | મૂર્તિ | મૂળો | મૂડી |
| મૂરખ | મૂર્ખ | મૂલ્ય | મેલું | મેયર | મેજ |
| મેદાન | મેળ | મેંદી | મહેંદી | મેંદો | મોકલવું |
| મોકો | મોચી | મોળું | મોડું | મોઢું | મોટું |
| મોસમ | મોસાળ | મોસંબી | મોજું | મોતી | મોજ |
| મોઘું | મૌન | મંદિર | મંત્રી | મંગળવાર | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| યજમાન | યાત્રા | યાર | યાદ | યુવક | યુવતિ |
| યુકિત | યોજના | યોગ્ય | યૌવન | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રમવું | રસ | રજાઇ | રજા | રવિ | રવિવાર |
| રસોડું | રસોઇ | રમાડવું | રતાળું | રહેવું | રહેઠાણ |
| રસ્તો | રાજા | રાજ | રાજ્ય | રગદોળવું | રસાયણશાસ્ત્ર |
| રાષ્ટ્ર | રાષ્ટ્રીય | રાજી | રાડ | રાગ | રાત્રિ |
| રાત | રાતું | રાખવું | રાસ | રાધા | રાંધવું |
| રિવાજ | રીત | રીતભાત | રીગણું | રૂપ | રૂપેરી |
| રૂપિયો | રૂમ | રૂમાલ | રેતી | રેલો | રોવું |
| રોગ | રોજ | રંગ | રંગભૂમિ | રીંછ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| લપ | લસણ | લગન | લગ્ન | લત | લખ |
| લક્ષણ | લડાઇ | લાલ | લાડ | લાગવું | લાકડી |
| લાજ | લાખ | લાલી | લાગણી | લીલો | લીમડો |
| લીટી | લીંબું | લૂંટ | લેવું | લેખ | લોકો |
| લોટો | લોટ | લોથપોથ | લોખંડ | લોહી | લંબાઇ |
| લાંચ | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વન | વર | વજન | વગર | વરસ | વર્ષ |
| વર્ણ | વર્ગ | વસ્તી | વહાલ | વતન | વર્તન |
| વધારે | વહેલું | વખત | વડીલ | વકીલ | વહાણ |
| વડોદરા | વચ્ચે | વરસાદ | વગાડવું | વર્ણન | વનસ્પતિ |
| વર્ષા | વટાણા | વળી | વળ | વરૂ | વળાંક |
| વાળ | વાદળાં | વાદ | વાત | વાન | વાહન |
| વાલ | વાલોળ | વાકય | વાયવ્ય | વારો | વાર્તા |
| વરણ | વાન | વાનગી | વાઘ | વાગવું | વાવવું |
| વાજિંત્ર | વાયુ | વાળંદ | વારસો | વાંચવું | વાંક |
| વાંદરો | વાંકું | વાંસો | વિજ્ઞાન | વિદ્યાર્થી | વિચાર |
| વિનાશ | વિદ્વાન | વિષય | વિમાન | વિશ્વાસ | વિશ્વ |
| વિગત | વિનય | વિસ્તાર | વીજળી | વીંટી | વીંટવું |
| વહેંચવું | વૃદ્ધ | વેરાન | વેર | વેપાર | વેચવું |
| વૈશાખ | વૈજ્ઞાનિક | વંદન | વૃંદાવન | વૃક્ષ | વ્યાપાર |
| વ્યકિત | વ્યવહાર | વ્યવસાય | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| શહેર | શરમ | શરત | શરબત | શરાબ | શરૂ |
| શરૂઆત | શરદી | શનિવાર | શબ્દ | શકિત | શતાબ્દી |
| શહામૃગ | શરીર | શારીરિક | શાબાશ | શાક | શાકભાજી |
| શાકાહારી | શાન | શાંત | શાંતિ | શિકાર | શિકારી |
| શિખામણ | શિયાળ | શિક્ષા | શિક્ષક | શિવાય | શીતળ |
| શીખવું | શુકન | શુધ્ધ | શુદ્ધ | શુક્રવાર | શોખ |
| શોક | શોધ | શ્રેષ્ઠ | શ્રાવણ | | |

ષટ્કોણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| સફેદ | સરસ | સમજ | સતત | સફર | સમય |
| સગવડ | સકળ | સહેજ | સલાહ | સહી | સલામત |
| સજા | સરખું | સમુદ્ર | સરોવર | સરેરાશ | સરખામણી |
| સડસડાટ | સમોસું | સવારી | સરનામું | સમાચાર | સ્નાન |
| સવાર | સવાલ | સત્તાવન | સત્યાસી | સસલું | સમ |
| સમડી | સફરજન | સરવાળો | સસ્તું | સપ્ટેમ્બર | સનસનાટી |
| સાચું | સાડી | સારી | સાથળ | સામું | સાલ |
| સારવાર | સાડત્રીસ | સારું | સાસરું | સસરા | સાથીદાર |
| સાગર | સાપ | સાચવવું | સાયકલ | સાંભળવું | સાંજ |
| સિતાર | સિંહ | સીડી | સીવવું | સીલાઈ | સુથાર |
| સુખ | સુવાળું | સુવિધા | સુગમ | સુગંધ | સુંદર |
| સુકાન | સુર્ય | સૂરજ | સૂવું | સૂનું | સૂકવવું |
| સૂઝવું | સૂંઠ | સેવ | સેવા | સૈનિક | સોઇ |
| સોમવાર | સોની | સોનું | સોટી | સોળ | સંતરું |
| સંજોગો | સંતાવું | સંતાડવું | સંદેશો | સંતાકૂકડી | સંગમ |
| સંગ્રહ | સંચાલન | સ્વભાવ | સ્વમાન | સ્વાવલંબી | સ્વસ્થ |
| સ્વાદ | સ્થળ | સ્પર્ધા | સ્વીકાર | સ્વાગત | સ્વદેશ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સંગ્રહસ્થાન | સ્વાભાવિક | | | | |
| હાલ | હળ | હવા | હલકું | હલાવવું | હલવો |
| હરીફ | હળદર | હસવું | હવાલદાર | હવામાન | હવાઇમથક |
| હકીકત | હક્ક | હરણ | હથેળી | હાથ | હાથો |
| હાથી | હાથકડી | હાશ | હાવભાવ | હાડપિંજર | હમેશાં |
| હીરો | હિંમત | હિંડોળો | હિમાલય | હિમ | હિસાબ |
| હંસ | હુમલો | હુન્નર | હુન્નર | હુકમ | હેત |
| હૈયું | હૃદય | હોટેલ | હોજ | હોળી | હોશિયાર |

ક્ષત્રિય

| | | | | | |
|---|---|---|---|---|---|
| જ્ઞાન | જ્ઞાતિ | | | | |
| અટક | અસલ | અતિ | અતિશય | અચાનક | અમલ |
| અઢાર | અશાંતિ | અઢળક | અનહદ | અગણિત | અપાર |
| અમર | અથવા | અવસર | અનામત | અભિનેતા | અભ્યાસ |
| અત્યારે | અમસ્તું | અગાઉ | અજીબ | અગ્નિ | અભિમાન |
| અવાજ | અનનાસ | અનુભવ | અરજી | અજવાળું | અણિયાળું |
| અદેખાઇ | અલબત | અનુકૂળ | અજાણ્યું | અઢી | અક્ષર |
| અઠવાડિયું | અહીં | અચૂક | અરીસો | અકર્મી | અતિથિ |
| અકસ્માત | અકળાવું | અચરજ | અચંબો | અજગર | અઘરું |
| અગિયાર | અંગુઠો | અંગ | અંગ્રેજ | અંગ્રેજી | અંત |
| અંતર | અંદર | અંશ | અંધારું | | |
| આવવું | આપવું | આજીજી | આરોપ | આરામ | આનંદ |
| આદર્શ | આશિષ | આવકાર | આશ્ચર્ય | આભ | આશીર્વાદ |
| આબરૂ | આગ્રહ | આમંત્રણ | આદત | આળસ | આવક |
| આબેહૂબ | આજ્ઞા | આવડત | આધુનિક | આખું | આઘું |
| આશરે | આગળ | આદર | આકરું | આકાશ | આળ |
| આડું | આપલે | આસો | આંખ | આંગળી | આંસુ |
| આંધળું | આંચકો | આંકડો | આંટો | આંતરરાષ્ટ્રીય | |
| ઇચ્છા | ઇજ્જત | ઇતિહાસ | ઇનામ | ઇમારત | ઇરાદો |
| ઇલાજ | ઇસ્ત્રી | ઇસ્લામ | ઇજા | ઇયળ | ઇશાન |
| ઇર્ષા | ઇસ્ટર | ઇશ્વર | ઇંડું | ઇશારો | |
| ઉધાર | ઉપાડવું | ઉજવણી | ઉજાણી | ઉધરસ | ઉતારું |
| ઉતારવું | ઉનાળો | ઉમંગ | ઉષ્મા | ઉખાણું | ઉતાવળ |
| ઉલટું | ઉકાળવું | ઉકેલ | ઉપાય | ઉપયોગી | ઉજાસ |
| ઉતરવું | ઉત્તારવું | ઉગાડવું | ઉગારવું | ઉઘાડવું | ઉજાગરો |
| ઉચ્ચ | ઉચ્ચાર | ઉમેદવાર | ઉત્તરાયણ | ઉપાડ | ઉપર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉપકાર | ઉપચાર | ઉમેરવું | ઉદાસ | ઉંદર | ઉંમર |
| ઊન | ઊભવું | ઊંચું | ઊખડવું | ઊડવું | ઊઠવું |
| ઊનું | ઊચકવું | ઊજવવું | ઊલટી | ઊંઘ | ઊંટ |
| ઊંડું | | | | | |
| એકલું | એનું | એની | એમાં | એકબીજા | એશ |
| એકદમ | એટલે | એકલપણું | ઐતિહાસિક | ઓળખ | ઓગષ્ટ |
| ઓળખાણ | ઓટલો | ઓશીકું | ઓગણીસ | ઓકટોબર | ઓગણત્રીસ |
| ઓરડો | ઔષધ | ઔદ્યોગિક | | | |



અને સમર્થ એવા જે શ્રીકૃષ્ણ તે જેતે રાધિકાજીએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા અને રુક્મિણીરૂપ જે લક્ષ્મી તેમણે યુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા. અને એ શ્રીકૃષ્ણ જેતે અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવે નામે જાણવા અને વળી તે શ્રીકૃષ્ણ જેતે બળભદ્રાદિકને યોગે કરીને તે તે નામે કહેવાય છે એમ જાણવું. અને એ જે રાધાદિક ભક્ત તે જેતે ક્યારેક તો તે શ્રીકૃષ્ણ ભગવાનને પડખે હોય છે અને ક્યારેક તો અતિ સ્નેહે કરીને શ્રીકૃષ્ણ ભગવાનના અંગને વિષે રહે છે ત્યારે તો શ્રીકૃષ્ણ ભગવાન એકલા જ હોય એમ જાણવા. એ હેતુ માટે એ શ્રીકૃષ્ણ ભગવાનનાં જે સ્વરૂપ તેમને વિશે સર્વે પ્રકારે કરીને ભેદ ન જાણવો અને ચતુર્ભુજપણું અષ્ટભુજપણું સહસભુજપણું ઇત્યાદિ જે ભેદ જણાય છે તે તો દ્વિભુજ એવા જે તે શ્રીકૃષ્ણ તેમની ઇચ્છાએ કરીને છે એમ જાણવું.

(શિક્ષાપત્રી શ્લોક ૧૦૯ - ૧૧૨)



# પ્રાર્થના
# PRAYER

વિશ્વેશ છો સકળ વિશ્વ તણા વિધાતા,
ત્રાતા તમે સકળ મંગળ શાંતિદાતા,
માટે તમારું કરુણાનિધિ સત્ય નામ,
સાષ્ટાંગ નાથ તમને કરું હું પ્રણામ.

તમે આખાય બ્રહ્માંડના ઈશ્વર અને અધિપતિ છો,
તમે સમગ્ર બ્રહ્માંડમાં શાંતિ અને વ્યવસ્થા જાળવો છો,
એટલા માટે જ તમારું કરુણાનિધિ એવું નામ સાચું છે,
એવા તમને હે નાથ! હું અષ્ટાંગ સહિત પ્રણામ કરું છું.

અજ્ઞાન પાશ કરુણા કરી કાપી નાખો,
નિત્યે પ્રભુ તવ પદે મમ વૃત્તિ રાખો,
ભક્તોનું પાલન કરો પ્રભુ સર્વયામ,
સાષ્ટાંગ નાથ તમને કરું હું પ્રણામ.

મારા ઉપર દયા કરીને મારું અજ્ઞાન દૂર કરો,
મારું ધ્યાન હમેશાં તમારા ચરણોમાં જ રહો,
દુનિયામાં બધા જ ભક્તોનું કલ્યાણ કરો,
એવી વિનંતિ સાથે હે નાથ! તમને હું અષ્ટાંગ પ્રણામ કરું છું.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ,
ત્વમેવ બંધુ શ્ચ સખા ત્વમેવ
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ,
ત્વમેવ સર્વં મમ દેવદેવ.

તમે જ મારા માતા છો અને પિતા છો,
તમે જ મારા ભાઇ અને ભાઇબંધ છો,
તમે જ મારું જ્ઞાન અને દોલત છો,
હે મારા ઉપાસ્ય ઈષ્ટદેવ,
ખરેખર તમે જ મારું સર્વસ્વ છો